# તો મુનીવર ભાઈ મોટી

યાને

## સુમન ચિતવેણી

કિમત રૂ. ૦ાા સન ૧૯૧૫.

# તો મુનીવરભાઇ મોટી

યાને

## મુમન ચિતવેણી.

(પીર સહરદીનની રચેલી.)

(ગુજરાતીમાં) આવૃતી ૧ લી નકલ ૫૦૦.

પ્રગટ કરનાર,

**મુખી લાલજીભાઈ દેવરાજ.**

ધી ખોજા સીંધી છાપખાનું,

૧૧૩, પાલખી મહોલા મુંબઈ–૯.



આ બુક મેનેજર વલીભાઈ નાનજીએ ધી ખોજા સિંધી પ્રેસ ૧૧૩, પાલખી મહોલા, મુંબઇ નં. ૯ માં મુખી લાલજીભાઇ દેવરાજ માટે છાપી અને મુખી લાલજીભાઇ દેવરાજે ધી ખોજા સિંધી પ્રેસ ૧૧૩, પાલખી મહોલા, મુંબઇ–૯ માં પ્રગટ કરી.

સંવત ૧૯૭૫. સન ૧૯૧૯.

# પ્રસ્તાવના.

જ્યારે આ સૃષ્ટીની હસ્તી નહી હતી અને ફક્ત પાક જાત ખુદાવદની હતી ત્યારે તે પાક જાતે કેવી રીતે જગતની ઉત્પત્તી કરી તેનું વર્ણન આ કીતાબમાં આવે છે.

શરૂઆતમાં **કુતુબ તારો** યાને **પંજતન પાકનું નુર** પેદા કર્યું, ત્યારબાદ **હ૦ નબી** મહમદ મુસ્તફા ગુર બ્રહ્માને પેદા કરે છે જેમકે:—

**તો મુનીવર ભાઈ,**
**તારે નબી મહમદનાં નુરમાંથી સતગુર ભરમાજી પયદા કર્યા.**
**તેને સેસ્ટનો ગુર કીધો કીરતાર.**

આ બાબત ઇસ્લામી હદીસથી પણ સાબીત છે જેમકે **હ૦ નબી** મહમદ **મુસ્તફા સ૦ સાહેબે** પણ ફરમાવ્યું છે કે:—

**"પહેલાં ખુદાવદતાલાએ જે પેદા કર્યુ તે મારૂં નુર હતું."**

ત્યાર બાદ **શકિત** પેદા કરી ત્યારબાદ **હ૦ આદમ** યાને **મહેસર** અને તેમનાં ડાબાં અંગમાંથી **બીબી હવા** પેદા કર્યા, જે બાદ સર્વ અન્ય અરવાહોની ઉત્પત્તિ કરી.

એ મુજબ મુખ્ય વ્યકતીઓ ઉત્પન્ન થવા બાદ **આલમે અરવાહને હ૦ મઉલા મુરતઝાઅલીને** સીરજનહાર અને **હ૦ નબી** મહમદ **મુસ્તફાને** ગુર યાને રસુલ તરીકે કબુલ કરાવવાને અને સુજીદો કરાવવાને પુછવામાં આવ્યું જેમકે:—

**તો મુનીવર ભાઈ, આ વિષ્નુજીએ સર્વે જીવને તેડાવીયા,**
**અને તેડી જીવુંને કહ્યા કીરતાર;**
**અમને તે તમે શું કરી માનો છો?**
**તેનું તે અમને દીયો વિચારરે. (૫૧)**

આ નમન કે સુજીદાને ઇસ્લામી વીદ્વાનો **અલસ્તનો કરાર** કહે છે.

## અલસ્તનો કરાર.

**હીના અખજલ લાહો અહદન, મીનલ મલાઇકતે, વ બની આદમા "અલસ્તો બે રબ્બે કુમ વ મોહમદો નબીયોકુમ, વ અલીયુન, ઇમામતે; વ અખીરો બે કુમ?" કાલા ઇન્સો વલ, મલાઇકતો, "બલે."**

**મતલબ**—જ્યારે ખુદાવંદતાલાએ **ફીરસ્તાઓ તથા આદમ** અલઈહીસ સલ્લામના વંશજો પાસેથી વચન લીધું અને ફરમાવ્યું કે "તમે કબુલ કરો છો કે હું તમારો પરવરદીગાર છું અને **મહુમદ** તમારો નબી છે અને **હ૦ અલી** તમારો ઇમામ, તમારો અમીર (શાહ) છે ?"

પરવરદીગારનો આ હુકમ સાંભળી સરવે ઇન્સાનની રૂહાનીયોએ તથા ફીરસ્તાઓએ જવાબ આપ્યો "હા યા પાક પરવરદીગાર."

ઉપરનો કરાર કરવામાં ત્રણ તફરકા પડયા. એકે સીદક દીલથી કર્યો, બીજાએ અધુરા મનથી અને ત્રીજાએ દેખાદેખીથી કર્યો.

એ મુજબ અરવાહોની કસોટી કરવા માટે ખુદાવંદતાલાને રમત કરવાની ઇચ્છા થઇ.

**અમરીશ** ભકતે મહા યજ્ઞ કરી સર્વ દેવતાઓને આમંત્રણ કરયું પણ **મહા રૂખી** કે જે **ગુરૂ ભરમાનો** પુત્ર હતો અને જ્ઞાની તથા તપશ્વી હતો તેણે આમંત્રણ સ્વીકારવા એટલા માટે ના પાડી કે યજ્ઞમાં પુર્ણ પાકીઝગી સચવાય નહી. છતાં **અમરીશે** તેનો દરેક બંદોબસ્ત રાખવા સમજાવી આમંત્રણ કબુલ કરાવ્યું. **વિષ્નુ** વરદાતારની અલખ લીલાને કોઇ પહોંચી શકતું નથી અને તે મુજબ જ્યારે **મહારૂખી** જમવા આવ્યો ત્યારે કેટલાંક બાળકોને જમતાં જોવાથી એકદમ ગુસ્સે થઇ પોતાને અપમાન થએલું ગણી **અમરીખને** ૧૦૦ મધમ અવતાર ભોગવવાનો શ્રાપ આપ્યો.

**અમરીખને** ધર્મ કરતાં ધાડ થઇ અને તેથા શકતી, ભરમા, મહેસર પાસે અનુક્રમે ગયો અને તે ત્રણેએ સીપારસથી દસ દસ અવતારો માફ કરાવ્યા, અને **અમરીશ વિષ્નુ** પાસે ગયો ને બન્ને **મહારૂખીને** ઘેર ગયા અને ત્રણ દેવની માફક પોતા તરફથી વીસ અવતાર માફ કરાવવા સીપારસ કરી જે મુજબ વીસ અવતાર જતાં બાકી વીસ અવતાર **વિષ્નુએ મહારૂખી** અને પોતે વાંટી લેવા ઇચ્છા દરશાવી. આથી મહારૂખી ઘણો ગભરાયો, પણ **વિષ્નુએ** પોતાની લીલા બતાવી તેમ કરવાની તેને ફરજ પાડી. એ મુજબ તપ કે જ્ઞાન કરતાં ભકતી કેટલી વધી જાય છે તેનો તાદૃષ્ય દાખલો બતાવ્યો.

એ ઉપરથી દશ અવતાર રૂપે નુરેવહદાનીયત રહી સામે **મહારૂખીને** દશ અવતાર આપી લડી અનેક ભકતોનો ઉદ્ધાર કરવાની ગોઠવણ કરી.

આ પુસ્તકમાં ઉપર જણાવેલી ઘણી સમજવાની બાબતો આવે છે. વળી દોઝક અને જન્નતની ઇતપત્તી કરી તેની અંદર કેવા કેવા પ્રકારના જીવો આવશે તે પણ ગુર **ભરમા** અને **વિષ્નુના** સંવાદ રૂપે આ બુકમાં આવે છે.

ઇસમાઇલી ધર્મ શાસ્ત્ર આવી આવી અનેક ખુબીથી ભરેલું છે, જેને તે પાક શાસ્ત્રનો પુર્ણ અભ્યાસ નથી અગરતો ઉપરે ટપકે વાંચી જાય છે તેને તેના ભેદની સમજ પડતી નથી, તેથી અમો દરેક વાંચનારને વાંચી મનન કરી ખુબી હાંસલ કરવાની અરજ કરીયે છીએ.

ગુજરાતીમાં છપાઇ બ્હાર પડતું ઇસમાઇલી ધર્મ શાસ્ત્રનું આ ત્રીજું પુસ્તક છે અને હજુ બીજાં પુસ્તકો છાપતાં રહીશું.

હિંદુ અને ઇસ્લામી સંકલના જોડનાર ઇસમાઇલી ધર્મ પુસ્તકો વાંચી સમજવાથી ધર્મનું રહસ્ય સમજી શકાય છે, તેથી આશા છે કે દરેક દીનદાર વાંચક આ પુસ્તક વાંચી મનન કરી અલભ્ય લાભ હાંસલ કરશે.

લા૦

**મુખી લાલજીભાઈ દેવરાજ,**

પ્રગટ કર્તા.



# તો મુનીવરભાઇ મોટી

યાને

## મુમન ચિતવેણી.

(પીર સદરદીનની રચેલી.)

તો મુનીવર ભાઈ, આ પરથમ સામીજી પયદા કીયા,
એ ભાઈ જારે હતા તે ધંધુકાર;
તારે બીજો તે હતો કાંહી નહીં,
અને એક હતા તે નીરાકારરે. ૧.

તો મુનીવર ભાઇ, તારે સામીજીએ તે મન માંહે હેત ધર્યો,
અને સંસાર સરજ્યાનું આચાર;
તારે મુખ માંહેથી રીણનો ગોટો કાઢીયો,
તે માંહેથી કીધો તે ઇંડાનું આકારરે. ૨.

તો મુનીવર ભાઇ, તે ઈંડા શાહે ઉપાવીયો,
અને તેને હાથ માંહે તે રાખ્યો કેટલીક વાર;
ત્યાં સામીજી તે બેઠા અંહકારમાં,
અને ત્યાં ઇંડા ઉપરે તે ધર્યો પ્યારરે. ૩.

તો મુનીવર ભાઈ, તે ઇંડા જુલાવે સામીજી અપણા હાથમાં,
અને તેનું કીધો બહુ વીસ્તાર;
તારે સામીજીના મન માંહે એમજ આવીયું,
જે આ ઇંડા માંહેથી તે કરૂં ઉતપતી અપારરે. ૪.

તો મુનીવર ભાઇ, તારે સામીજીએ તે મન માંહે વીચારીયું,
જે આ ઇંડા માંહેથી તે શું શું કરૂં આકાર;
તારે સામીજીએ સાત તબક જમીનના ઠેરાવીયા,
અને દશ આસમાનનો તે રાખીયો વીચારરે. ૫.

તો મુ. ભાઈ, તારે અહુંકાર કરતા સામીજીએ ઈંડો ઉંચો ચડાવીયો,
તે માંહેથી થયા તે દશ આસમાનનું આકાર;
આ ત્યાંથી ઈંડો નીચો ચાલીયો,
તે માંહેથી થયા સાત તબક જમીનના તેણી વારરે. ૬.
તો મુ. ભાઇ, ત્યાં સામીજીએ પોતાની કુદરત માંહેથી પયદા કર્યા,
અને આ જમીં આસમાનનું આકાર;
તારે સામીજી તે ફીરી બેસી રહયા,
તે કેટલા જુગ એકલા નીરાકારરે. ૭.
તો મુ. ભાઈ, તારે સામજીએ પોતાનાં નુરમાંહેથી ઉપાવીયા,
અને સામીજીએ બીજી તે સીરજી મુરત ચાર;
આ ત્યાં એક પીંડ પોતા તણું,
અને એ પાંચેઇ તનનું એક તે અવતારરે. ૮.
તો મુનીવર ભાઈ, એ ચાર મુરત સામીજીએ સીરજયા,
તેનાં જુઆ જુઆ નામ ધર્યા સીરજણહાર;
આ તે તમે સાંભળો મુનીવરો,
આ તેનું તે કહું વીચારરે. ૯.
તો મુ. ભાઈ, આપણા માથા મુબારકનું મહમદ મુસ્તફા કર્યો,
અને મોલા અલી તે પોતે અલી અવતાર;
આ સીના મુબારકની તે હજરત બીબી ફાતમા,
અને નુર ચશ્મ એ તેના હ. ઇમામ હુસન વ હુશેન દીલ ઠારરે. ૧૦.
તો મુનીવર ભાઇ, એ ચાર મુરતમાં પાંચમું પોતે રહયા,
અને વલી પોતાનું નુર રાખીયો તે નીરાકાર;
આ તેનો તે એક કુતબ બહુ તેજનો તારો બનાવીયો,
તેતો લઈ ધર્યો આશમાન મીંજારરે. ૧૧.
તો મુનીવર ભાઈ, તેણે તેજે તપે કરીને આશમાન ડુલીયા,
તારે શ્રી સાહેબજીએ નજર કીધી અપરમ અપાર;
તારે ખુણે ખુણે તે યા અલીનું નામ લખ્યું,
તારે થર રહયો આશમાન તેણી વારરે. ૧૨.
તો મુનીવર ભાઇ, તારે તે તારાને તેજે તે અંજવાલો ભયો,
અને ચંદા સુરજનું નવ હતો આકાર;
તારે શ્રી સાહેબજીએ વીચારીયું,
અને આદ સકતી માયા તે કરી પરકાશ તેણી વારરે. ૧૩.

તો મુનીવર ભાઈ, તે માયા સામીજીએ સીરજી કરી,
અને પોતે અલુપ હુઆ નીરાકાર;
તારે કેટલાક જુગ ત્યાં વહ્યે ગયા,
તારે તે સામીજીને ઉપનો વીચારરે. ૧૪.
તો મુ. ભાઇ, તારે નબી મહમદનાં નુર માંહેથી સતગુર બ્રહ્માજી પયદાકર્યા,
તેને સીશટનું ગુર કીધો કીરતાર;
ત્યાં તે માયાને દ્રષ્ટે ચડયો,
અને પોતે છીપી ગયા તે સીરજણહારરે. ૧૫.
તો મુનીવર ભાઇ, તારે માયા તે હતાં ધેહેનમાં,
તારે સતગુર બ્રહ્માજીને સીરજયો કીરતાર;
જારે માયા જાગી તારે તે આવ્યો દ્રષ્ટમાં,
અને પડખે તે દીઠો એક બાલરે. ૧૬.
તો મુનીવર ભાઇ, ત્યાં તે બાળક લઈને ખોળે બેસાડીયો,
અને પડખે માંહેથી ઉપાડી તેણીજ વાર;
તારે માયાને મને તે એમ ઉપનું,
જે અમારે ખોળેથી ઉપનું એ બાલરે. ૧૭.
તો મુનીવર ભાઈ, આ બાલક રમતો અમ માંહેથી થયો,
અને બીજો નહી કોઇ સીરજણહાર;
અમ દેવી માંહેથી એ ઉપના,
એવો મન માંહે તે રાખ્યો વીચારરે. ૧૮.
તો મુનીવર ભાઈ, એને રમત કરતા કેટલાક જુગ વહી ગયા,
તારે સામીજીએ વળી કીધો વીચાર;
આ હવે અમે પોતે પરગટ થાઇએ,
અને કાંઇ બીજી ઉત્પતીનું કરીએ આચારરે. ૧૯.
તો મુનીવર ભાઇ, તે પરમેશ્વર પોતે પરગટ થયા,
અને પએદા થયા તે વીશનું વર દાતાર;
તે તો એ માયાથી રહયા વેગલા,
તેની કલાનું નવ લંભે પારરે. ૨૦.
તો મુનીવર ભાઇ, જારે વીશનું વર દાતારજી પરગટયા,
તારે પોઢી હતી માયા તેને નીંદ્રા એ અપાર;
તારે જમણે પડખેથી પરમેશ્વર પોતે પરગટેઆ,
તારે માયા ઉઠી નીંદ્રા મીજારરે. ૨૧.

તો મુનીવર ભાઇ તારે માયાને મને એવું ઉપનું,
અને આ તે શીયો છે વીચાર;
આ પરથમ ડાબે પડખેથી બાલક ઉપનું,
અને બીજો જમણે પડખે માંહેથી ઉપનું છે સારરે. ૨૨.
તો મુનીવર ભાઇ, તારે સતગુર ભરમાજી તે મોટા હતા,
આ તેને માયા તે પુછે વીચાર;
આ તમે બેઈ બાળક મારે કુખેથી ઉપનાં,
આ તેનું તમને છે વીચારરે? ૨૩.
તો મુનીવર ભાઇ, તારે સતગુર બ્રહ્માજી બોલીયા,
અને અમે તો તમથી નાના બાળ;
આ અમ બાળકને શું પુછો છો સરસતી,
અને તમે પોતે કરો વીચારરે? ૨૪.
તો મુનીવર ભાઇ, તારે માયા સરસતી બોલીયાં,
અને મન માંહે તે આણીઓ અહુંકાર;
અમારી ઇચ્છા માંહેથી તમે ઉપનાં,
એનો બીજો કોઇ નહીં સીરજણહારરે. ૨૫.
તો મુનીવર ભાઈ, તારે સતગુર ભરમાજી મુખ માંહેથી બોલીયા,
તમે સાંભલો દેવી સરસતી કહું વીચાર;
આ અમને તમને બેઠે ઘાં કંઇક જુગ થયા,
અને આપણો સીરજણહાર કોઇ બીજો હશે કીરતારરે. ૨૬.
તો મુ. ભાઇ, ત્યાં સતગુર ભરમાજીને દેવી પોતા માંએ વાદ વદેયા,
અને શ્રી વીષ્ણું તે મુખ માંહેથી ન બોલે લગાર;
એમ કરતા કેટલાક જુગ વઈ ગયા,
તારે શ્રી વીષ્ણુને તે ઉપનું વીચારરે. ૨૭.
તો મુનીવર ભાઈ, તારે શ્રી વીષ્ણું તે વર દાતારજી થયા,
અને મએસર મુરત સીરજી તેણીવાર;
તેતો માયાના નાભ કમલ માંહેથી પયદા કર્યા,
તેતો હઝરત આદમનો અવતારરે. ૨૮.
તો મુ. ભાઇ, જ્યારે નાભ કમળ માંહેથી હઝરત આદમ પયદા કર્યો,
અને તારે માયા દેવીને ન હતી સાર;
એ ત્રણ મુરત તેતો માયાથી છે વેગલા,
આ તેનું માયા દેવીને મને તે રહયો વીચારરે. ૨૯.

તો મુનીવર ભાઇ, તારે માયાને એમ વીચારજ આવીયો,
અને આ ત્રણ મુરત તે અમ માંહેથી ઉપની સાર;
આ ત્રણ મુરત માંહે તે મોટા અમે,
અને એ છે અમારા બાળરે. ૩૦.
તો મુનીવર ભાઈ, એમ કરતા કેટલાક જુગ વહી ગયા,
અને તારે શ્રી વીષ્ણુએ તે કીધો વીચાર;
આ અમે ખાલી બેઠા તે નહીં શોભતા,
અને કાંઇ બીજી ઉતપતી કરીએ તે સારરે. ૩૧.
તો મુ. ભાઈ, તારે સાંમીજીએ તે પોતાનાં નુર માંહેથી ઉપાવ્યા,
અને તે શ્રી વીશનુએ કીધા તે વેદજ ચાર;
તેતો લઇને સતગુર ભરમાજીને આલીયા,
અને તેનું બીજે કેણે નવ જાણીઓ વીચારરે. ૩૨.
તો મુનીવર ભાઈ, જ્યારે સતગુર ભરમાજીને વેદજ આલેયા,
તારે સતગુર ભરમાએ તે મનમાંહે કીધો વીચાર;
એ વીષ્ણુજી અમને તે તમે શું આપીયું,
અને તેનું તે કહો તમે વીચારરે. ૩૩.
તો મુનીવર ભાઈ, અમે આને નવ ઓલખતા,
અને નવ જાણતા તે કાંઇ લગાર;
એને અમે તે કીયાં રાખીએ વીષ્ણુવજી,
અને અમથી તે આની કેમ થાશે સંભારરે. ૩૪.
તો મુનીવર ભાઇ, અમે તે આને શું કામે ચલાવ્યે,
સતગુર પુછે તે વારોવાર;
તારે શ્રી વીષ્ણુવજી મુખ માંએથી બોલીઆ,
અને એનું તમને તે કહું વીચારરે. ૩૫.
તો મુનીવર ભાઈ, આ ચીજ અમેજ પાયા અરશ માંહેથી,
અને તેને કહે છે વેદજ સાર;
આ તેતો ભણતા અંજવાલો ઉપજે,
અને એ માંએ બીજા તે ગુણ અપારરે. ૩૬.
તો મુનીવર ભાઇ, તે સતગુર ભરમાજીને ભણતા નહી આવીયા,
તારે વીષ્ણુએ લીધા તે પોતાને હાથ મીંજાર;
તેતો ભણી ભરમાજીને દેખાડીયા,
અને તેનાં નામજ કહયા તે વેદજ સારરે ૩૭.

તો મુનીવર ભાઈ, તારે સતગુર ભરમાજી ભણે તે વેદ ચારને,
અને તે માંહેથી સમજયો તે સરવે વીચાર;
તે ગાતા ગાતા સતગુર સમજયા,
અને આપણે મુખે તે વાણી ચલાવો અપારરે. ૩૮.
તો મુ. ભાઈ, તે વેદ ભણી ભણી સતગુર ભરમાજી પુરા થીયા,
અને વેદનું ભેદ લીધો છે સાર;
આ ત્યાંથી સતગુર ભરમાજી તપ કરવા માંડીયા,
તે પામવા કારણ સીરજણહારરે. ૩૯.
તો મુનીવર ભાઈ, ત્યાં વીશ્નું દાતારને કોય ઓલખે નહી,
અને સહુ વદે તે પોતાનું અવતાર;
તારે વીશ્નું વર દાતારને મને ઇચ્છિા થઈ,
અને હવે કરીએ તે બીજી ઉતપતીનું આચારરે. ૪૦.
તો મુનીવર ભાઈ, તારે શ્રી વીશ્નુને ઇચ્છાએથી ઉપના,
અને બીજા ફીરસ્તા પાંચ તેણી વાર;
તેતો ફીરસ્તા રાખીઆ પોતાના હુજુરમાં,
અને તેની બીજાને નહી સારરે. ૪૧.
તો મુનીવર ભાઈ, તારે ઈશ્વર આદમને શ્રી વીશ્નુંજીએ કહયું,
અને બીજો સતગુર ભરમાજીને તેણીજ વાર;
આપણે ચાર જણા તે બેઠા એકલા,
અને તેનું દેવીને પુછીએ વીચારરે. ૪૨.
તો મુનીવર ભાઇ તારે ત્રણ મુરત મીલીને દેવી પાસે ગયા,
અને પુછવા તે ઉતપતીનું વીચાર;
હવે આપણે તે બેઠા છઇએ એકલા,
અને તે માટે કાંઇક કરીએ તે બીજો સંસારરે. ૪૩.
તો મુ. ભાઈ, તારે આદ શકતી દેવી તે મુખ માંહેથી બોલીયા,
અને એનું કારણ તે નહી લગાર;
અમારી ઇચ્છા માંએથી ત્રણ મુરત પયદા થયા,
અને તે માટે અમને સંસાર કરતા કેટલીક વારરે, ૪૪.
તો મુનીવર ભાઈ તે આદ સકતી દેવીને વચને સઉ બેસી રહયા,
અને ઉતપતી તે નવ કીધી વીશ્નું કીરતાર;
તારે ફીરી વીશનું દેવને ઇચ્છિા ઉપની,
તારે સીરજેઆ તે જીવા જોડ અપારરે. ૪૫.

તો મુનીવર ભાઇ, તેણે વીશનું દેવ પોતાની કુદરત રાખી પોતા કને,
અને માયા દેવીને માન દીધો તે અપાર;
હાલણ ચાલણ સરવે માયા દેવીનું કહીયે,
અને પોતે પરગટ નવ થાએ કીરતારરે. ૪૬.
તો મુનીવર ભાઇ, તારે માયાને વડીયે સંસાર સરજેઆ,
અને ઉત્પતી કીધી તે વીશનું કીરતાર;
તેનાં જીવ સરવે બેસાડેઆ થાનકે,
તારે હઝરત આદમ ઉપર રાખેયો પીયારરે. ૪૭.
તો મુ. ભાઇ, તારે હઝરત આદમના ડાબા અંગ માંહેથી પયદા કર્યા,
અને સીરજ્યાં તે બીબી હવા નાર;
તેને અરધ અંગની કરી ઠેરાવેઆ,
તેનું હઝરત આદમ શફી અલ્લાહ તે કીધો ભરથારરે. ૪૮.
તો મુનીવર ભાઈ તારે વીશનુ વર દાતારજીએ વળી વીચારીઉં,
અને બીજા જીવ સીરજેઆ તેની કરીયે સંભાર;
તે માંહે ઉંચ નીચનાં તે પડે પટુંતરા,
અને તેનું તે ચલાવીયે સંસારરે. ૪૯.
તો મુનીવર ભાઈ, તારે શ્રી વીશનુએ તે મુકીઆ ફીરસતા,
એ સંસાર જીવ તે સરવે તેડી લાવો આપણે દોઆર;
તો એ જીવ સરવેને અમારે છે પુછવુ,
એમ બોલેઆ તે વીશનું કીરતારરે. ૫૦.
તો મુનીવર ભાઈ તારે શ્રી વીશનુજીએ સરવે જીવને તેડાવેઆ,
અને તેડી જીવુંને કહયા કીરતાર;
અમને તે તમે શું કરી માનો છો,
તેનું તે અમને દીઓ વીચારરે. ૫૧.
તો મુનીવર ભાઇ ત્યાં સરવે જીવ ઉભા રીયા સાંભલે,
અને જે કાંહી મુખ માંહેથી કહેઓ વીશનું કીરતાર;
આ તમ જીવ સરવેને કેણે સીરજેઆ,
અને કોણ છે તમારો કીરતારરે. ૫૨.
તો મુનીવર ભાઈ કેને તમે માનો છો મન દ્રઢથી,
અને કેનું સમરણ કરો છો રીદેહ સાર;
કેને ઓળે તમે બેઠા છઆં,
હું પુછું તેનું તમને વીચારરે. ૫૩.

તો મુનીવર ભાઇ, તારે સરવે જીવ તે પડેઆ વીચારમાં,
અને તેને સેંસો ઉપનુ તેણીજ વાર;
આ દેવ પુછે છે આપણ સરવે જીવુને,
તેની વાતનું તે કરો વીચારરે. ૫૪.
તો મુનીવર ભાઇ, તારે હતીઉ તે રૂહાનીઉ સરવ જીવનીઉ,
અને નવ હતો તે દેહી પીંડનું આકાર;
તારે સરવે જીવુને શ્રી વીશનુંજીએ પુછીયું,
તમારો કોણ છે તે સીરજણહારરે. ૫૫.
તો મુનીવર ભાઇ, તારે સરવે જીવે વેનતી કરી,
અને તે જીવ તે બોલીયા તેણીજ વાર;
અમને ઓલખીયાનું તે સેંસો ઘણું છે,
અને નહી કોઈ જાણતા તે સીરજણહારરે. ૫૬.
તો મુનીવર ભાઇ, સત દેવજી તમે સાંભલો અરજ અમ તણી,
અને તમે તૃશટમાન થાઓ તો પાઇએ પાર;
અમે પામર જીવ તેતો એકલા રહયા,
અને તેને તમે ઓલખાવો કીરતારરે. ૫૭.
તો મુનીવર ભાઇ. અમ જીવ સરવેને જેણે સીરજ્યા,
અને તેની કુદરતનો નહી કોય પાર;
તેને અમે ગુર વિનેઆ કેમ ઓળખીએ,
ગુર હોય તો ઓલખાવે સીરજણહારરે. ૫૮.
તો મુનીવર ભાઈ, તારે વિશ્નું વર દાતારજીએ વીચારીયું,
જે આણે જીવે સાચો તે કીધો વીચાર;
હવે અમે મહમદ મુસતફા રૂપે એ જીવુને સમજાવીએ,
અને તો ઓલખે અમતણું અવતારરે. ૫૯.
તો મુનીવર ભાઈ, તારે મહમદ મુસતફા રૂપે નર અલી થયા,
અને તે સરવે જીવુને પરછાવીયું તેણીવાર;
આ વીજુ દેવને તે માનો અલખ નીરીજન કરી,
તો તમારા જીવુંનાં તે થાશે ઉધારરે. ૬૦.
તો મુ. ભાઈ. તારે મહમદ મુસતફા રૂપને તે સરવે જીવે પુછીયું,
અને સત દેવજી તમારો તે કોણ છે અવતાર;
પરથમ તમને અમે જો ઓલખીએ,
તાર કેડે ઓલખાએ સીરજણહારરે. ૬૧.

તો મુ. ભાઇ, તારે મહમદ મુસતફા રૂપે તે નર અલી બોલીઆ,
અમારો તો સિસટ ગુરનો અવતાર;
મહમદ મુસતફા નામ અમારો કહીએ,
અને વીશ્નું તે તો છે અલખ નીરીંજન અલી અવતારરે. ૬૨.
તો મુનીવર ભાઈ, એને ઓલખીઆ વીના નહીં છુટીએ,
અને જે અમારો તમારો સઉનો છે સીરજણહાર;
એ જીવ સરવે તમે એને સુજીદા કરો,
અને એ મુરતને સહી કરી માનો નીરાકારરે. ૬૩.
તો મુનીવર ભાઈ, એ મુરતને તે સહી કરી માનજો,
અને એ ભાઈ તે માંહે શક મ આણસો લગાર;
ખાલક ખલકનું તે એને જાણજો,
અને તારે મહમદ મુસતફા રૂપે તે ફરમાવ્યું તેણીજ વારરે. ૬૪.
તો મુનીવર ભાઈ, ત્યાં સરવે જીવે મલીને વીચારીયું,
અને સતગુરને ઠેરાવીયો તે નબી મહમદનો અવતાર;
પરથમ મહમદ મુસતફાને સતગુર કરી માનીઆ,
અને તે સતગુરની વાણીનું રાખીઓ વીચારરે. ૬૫.
તો મુ. ભાઈ, તારે મહમદ મુસતફા રૂપે પરછાવીયું સર્વ જીવુંને,
અને પોતે તો હતા સદ્ઘાઈ નીરાકાર;
અને વલી તારે પછી મહમદ મુસતફા રૂપ તે લઇને છુપાવીયું,
અને વલી સરવે જીવને પુછીઓ તેણીજ વારરે. ૬૬.
તો મુ. ભાઈ, તારે કહ્યું વીશ્નુંજી તમે સરવે જીવ સાંભલો,
અને તમે શું જાણોછો તે અમારો આકાર;
તમે જો માનતા અમને અલખ નીરીંજન કરી,
તો થાવો સુજીદા માંએ તધ્યારરે. ૬૭.
તો મુનીવર ભાઈ, તારે સરવે જીવ સુજીદા માંએ આવીયા,
અને તે જીવું માંએથી તે થયા ત્રણ પ્રકાર;
તે માંએ એક જીવે તે સહી અલાહ કરી માનીઓ,
અને પોતાનો જીવ નવ ડુલાવેઓ, લગારરે. ૬૮.
તો મુનીવર ભાઈ, જેણે જીવે પોતાનો જીવ નહી ડુલાવીઓ,
અને સામીજીને સુજીદા કરતા રાખીઓ પુરો ઇતબાર;
તે માટે જેણે સહી કરી માનીઓ,
એ ભાઈ સાંભલો તેનું વીચારરે. ૬૯.

તો મુનીવર ભાઇ, જેણે જીવે હાજર હક કરી જાણીઆ,
અને તે જીવ તે પામીઆ તેવા અવતાર;
તેતો જીવ હકીકતીને ઘેર અવતરીઆ,
અને તેતો પોતે હકીકતી થયા સારરે. ૭૦.

તો મુ. ભાઈ, તે જીવ તો દુનીયાં માંહે મોમન થઇને અવતર્યા,
અને ભાઇ તેતો દુનીઆ માંહેથી ગયા મોમનને આચાર;
તેણે જીવે જનમો જનમ સતપંથ આરાધીઆ,
અને ઓલખીઆ તે અપણાં ગુર નરનાં અવતારરે. ૭૧.

તો મુનીવર ભાઈ, તે તો જીવ દુનીઆ માંહે દુખીયા નહી,
તે તો જીવ સોહાગી સાહેબને દરબાર;
તેને જુગા જુગે ઉતમ અવતારે જાણજો,
અને તે જીવને સેંસો નહી લગારરે. ૭૨.

તો મુનીવર ભાઈ, એક પરકારને જીવે તે એમ કરીયું,
અને ભાઈ હવે કહું તે બીજો પરકાર;
તેણે જીવે પરથમ તે માનીયું હક સીદકસું,
અને પછી તે પસતાણાં અપારરે. ૭૩.

તો મુનીવર ભાઇ, જેણે જીવે પરથમ સુજીદો કીધો સતસું,
અને પછી પોતાનું મન થર નવ રાખીઓ લગાર;
તે જીવ દુનીયાં માંહે જ્યારે આવીઆ;
એ ભાઇ તેનું તે સાંભળો વીચારરે. ૭૪.

તો મુનીવર ભાઇ, તે જીવને સંસાર માંહે સામીજીએ સીરજ્યા,
અને ઉતમ કુલ માંહે આપીઓ અવતાર;
તેતો સુજીદાની બરકતેથી પામીઆ,
અને ઉતમ કુલ મધે અવતારરે. ૭૫.

તો મુનીવર ભાઈ, તે ઉતમ કુલ મધે અવતાર પામીઆ,
અને તે માંહે મુરખપણું કીધો અપાર;
તે માંહે ચારા ચરબટ તે કીધા અતી ઘણા,
અને ભાઇ નવ ઓલખીયા તે સીરજણહારરે. ૭૬.

તો મુનીવર ભાઈ, તેતો પુરવે પુન થકી પામીઆ,
એને પાછો કાંઇ નવ રાખીઓ વીચાર;
તેતો જીવ આ ગાફલ દુનીયાં માંહે મોહી રહયા,
અને તે જીવોને તે ટલીઆ નહી જંજાળરે. ૭૭.

તો મુ. ભાઈ, તેતો જીવ દુનીયાં માંહે ઉતમ થઇને અવતર્યા,
અને પાછા ગયા તે મધમને આચાર;
એતો સરવે જીવ અગુણી ઓળખાણથી પામીઆ,
અને એ ભાઇ જ્યાં સુજીદા માંહે હતા તેણી વારરે. ૭૮.
તો મુ. ભાઇ, પરથમ પએલું હક સીદકસું સહી કરી માનેયું,
અને પછે પસતાવો તે થયો અપાર;
જ્યારે ખુદાવંદ તઆલાને દેખી શકજ આણીયો,
અને એ ભાઈ તેણે કરી ઉતમ માંહેથી થયા મધમ અવતારરે. ૭૯.
તો મુનીવર ભાઇ, તેણે જીવે દીન દુનીયાં સરવે ગમાવેઆ,
અને એ ભાઈ એતો જીવુંનાં પરથમ પોતાના સંસકાર;
આ તેણે કરી ઉતમ માંહેથી મધમ થયા,
અને એ ભાઇ પાછા ગયા તે લખ ચોરાસી મીંજારરે. ૮૦.
તો મુનીવર ભાઇ, તે દીદારની બરકતેથી ઉતમ અવતાર પામેઆ,
અને એ ભાઇ કેનું કીધું નવ જાયસે લગાર;
તે જારે પાછો ચીત ડુલાવીયો,
અને એ ભાઇ તારે આવીઆ તે મધમ અવતારરે. ૮૧.
તો મુનીવર ભાઇ, તારે લાખ ચોરાસી અવતાર પામેઆ,
જારે દાનત નહી એકજ ઠામ;
આ તે માટે હક દીદારે કરી ઉતમ ધરમ માંહે આવીયા,
અને એ ભાઇ પછે પસતાણેથી ગયા તે લખ ચોરાસી મીંજારરે. ૮૨.
તો મુનીવર ભાઇ, એ પરકારનાં જીવ પુરા થયા,
અને એ ભાઇ હવે કહું તે ત્રીજો પરકાર;
આ જેને જેવો સીરજીઓ,
અને એ ભાઈ તેને તેવા આવીઆ અવતારરે. ૮૩.
તો મુનીવર ભાઇ, તારે ત્રીજા પરકારનાં જીવને તેડી કરી,
અને પુછીઓ તે આપે કીરતાર;
આ કેણે તે તમને સીરજીઆ,
અને એ ભાઈ તેનું તે કહો વીચારરે. ૮૪.
તો મુનીવર ભાઇ, કોણ તમારો ખુદા તે અમને કહો,
અને એ ભાઇ તમને કેણે સીરજીઆ છે સાર;
અને ક્યાં તે તમે બેઠા કેનાં થકી,
અને વલી જાસો તે કીએ ઠારરે. ૮૫.

તો મુનીવર ભાઇ, તારે સરવે જીવ વાણી ઓચર્યા,
અને તમે સાંભલો સત દેવજી વીચાર;
અમો પામર જીવને માલમ નથી,
અને અમારો કોણ છે તે સીરજણહારરે. ૮૬.
તો મુનીવર ભાઇ, અમે તે કેને ખુદા કરી માનીએ,
અને બંદા તે થાઇએ નીરધાર;
અમને તો કાંઇ સુજતું નહીં,
અને આપણા સતદેવજીને જીવે કહીયું તેણીંજ વારરે. ૮૭.
તો મુનીવર ભાઇ, તારે શ્રી વીશનું સાહેબજીએ ફરમાવીયું,
અને એ ભાઇ તમારો હું છું સીરજણહાર;
તમે અમને સહી અલાહ કરી માનજો,
અને એ ભાઈ તે માંહે શક મ આણસો લગારરે. ૮૮.
તો મુ. ભાઈ, અમને બીજે જીવે સહી અલાહ કરી માનીયો,
અને એ ભાઈ સુજીદો કીધો તે સરવે સોંસાર;
તે માટે તમે સરવે જીવ વીચારજો,
અને એ ભાઈ એમ કહયું તે વીશનું કીરતારરે. ૮૯.
તો મુનીવર ભાઇ, તારે સરવે જીવે વલી વીચારીયું,
અને એ ભાઇ હવે થયો તે મોટો જંજાળ;
આને આપણે ઓલખતા નહી,
અને ભાઈ તેને કહેવું તે પડશે કીરતારરે. ૯૦.
તો મુનીવર ભાઇ, તારે સરવે જીવ તે પડીઆ વીચારમાં,
અને એક બીજા સામું જુવે તેણીજ વાર;
હવે આ સમે છે સુજદા તણી,
અને ભાઇ તે માંહે ઢીલ મ કરો લગારરે. ૯૧.
તો મુનીવર ભાઈ, તારે તેણે જીવે ઓછે મને આવી સુજદા કર્યો,
અને તેનાં મનની ભીરાંત નવ ભાંગી લગાર;
આ તેણે જીવે અરપ સરપ અલ્લાહ કરી માનીયો,
અને ભાઇ તે જીવ પુછવા લાગા તેણીજ વારરે. ૯૨.
તો મુનીવર ભાઇ, સામીજી અમને તમે પરાણે કરી સુજીદો કરાવીયો,
અને અમરા મનની ભીરાંત નવ તુટી લગાર;
આ તેનું સંસો તે અમને ટાલી દીઓ,
અને તમે કેવાવ છો સીરજણહારરે. ૯૩.

તો મુનીવર ભાઇ, તારે સેવકની વાતું સામીજીએ સાંભલી કરી,
અને બોલેઆ તે આપે કીરતાર;
તમે સરવે જીવ જાઇ થાનકે બેસી રહો,
અને એ ભાઈ સેંસો મ ધરજો લગારરે. ૯૪.
તો મુનીવર ભાઈ, આ અમે સરવે જીવુંને જુએ જુએ ઠામે મુકસું,
અને ભાઇ સરવે જીવુંની તે કરસું સંભાર;
તારે સરવે જીવુંનો તે સેંસો ટાલસું,
અને સહુ સહુની કરણીએ તે દેસું તેવા અવતારરે. ૯૫.
તો મુ. ભાઇ, એવા ત્રન પ્રકારના જીવ તે તો સામીજીએ પ્રથમ સરજીયા,
અને ભાઈ તે માંહે શક નહી લગાર;
તે માંહે સઉ સઉ પોતાની કરણીએ,
એ ભાઈ તે જીવ પામીઆ તેવા અવતારરે. ૯૬.
તો મુનીવર ભાઇ, તારે ત્યાંથી સરવે જીવ ચાલીઆ,
અને તેતો ગયા છે પોતાને ઠાર;
તેણે જીવે પાછો પસતાવો કરીયો ઘણો,
અને એ ભાઇ એતો સામીજી છે સઉનો સીરજણહારરે. ૯૭.
તો મુનીવર ભાઇ, તે જીવુંને તો ત્યાં પસતાવો થીયો ઘણો,
અને એ ભાઈ આપણે નવ ઓલખીયો તે સીરજણહાર;
આપણે ઓછે મને અલ્લાહ કરી માનીઓ,
અને હવે શી પેરે થાસે તે આપણા અવતારરે. ૯૮.
તો મુનીવર ભાઇ, તે જીવ સરવે સાહેબની બીક માંહે રહીઆ,
અને એ ભાઈ મને ઓરતો તે થાય છે અપાર;
જે અમારા જીવને તે કેવા અવતાર આપશે,
જે આપણે પુરે મને નવ ઓલખીયો સીરજણહારરે. ૯૯.
તો મુનીવર ભાઇ તેને જારે સામી રાજો સીરજીઆ સંસારમાં,
તારે તેને આલીઓ તે મધમ અવતાર;
આ પુરે મને સામીજીને સુજીદો કીધો નહી,
આ તેણેથી આવીયા એવા મધમ અવતારરે. ૧૦૦
તો મુનીવર ભાઇ, પરથમ પેલું હક કરી માનીયો નહી,
અને એ ભાઇ પછી તે પસતાણાં બહુ અપાર;
અમે ગુનેગાર બહુ બંદા થયા,
અને એ ભાઈ પછી તે સાહેબની રાખી બીક અપારરે. ૧૦૧

તો મુ. ભાઈ, આ તે તો જીવ દુનીયાં માંહે મધમ થઇ અવતર્યા,
અને પાછા ગયા તે દુનીયાં માંહેથી ઉતમ આચાર;
તેતો પછી પસતાવાથી પામીઆ,
એ ભાઈ મધમ માંહેથી થયા ઉતમ અવતારરે. ૧૦૨
તો મુ. ભાઈ, તેણે જીવે દુનીયાં માંહે તે મધમ અવતાર લીયા,
અને ઉતમ ધરમથી રહે તે વેગલા માંહે સંસાર;
પણ પુરવ પુનને પરતાપે કરીને જીવે જાણીએ,
ભાઇ દુનીયાં માંહે તે કીધા સુકરીત સારરે. ૧૦૩
તો મુ. ભાઇ, એ ત્રણ પ્રકારનાં જીવ તે સામીએ સીરજીઆ,
અને એ ભાઈ સઉ કોઇ આપ આપણી કરણીયે પામસે માંહે સંસાર;
આ તેણે સામીજીએ સરવે જીવુંને સેવા કારણે સીરજીઆ,
અને એ ભાઇ તેનું અહોનીસ રાખજો રીદામાંહે એવું વીચારરે. ૧૦૪
તો મુ. ભાઇ, તારે સામીજીએ તે સરવે જીવુંને આલી આગ્ના,
અને એ ભાઈ તમે તે જાઓ સઉ સઉને ઠાર;
આ જેણે જીવે અમને જેવા ઓલખીઆ,
ભાઇ તેને તેવા આવશે અવતારરે. ૧૦૫
તો મુ. ભાઈ, જેણે જીવે હક સીદકસું અમને ખુદા કરી માનીઆ,
અને નબી મહમદ માનીઆ સતગુર ભરમાજીનો અવતાર;
તે જીવ તો ફીરી ફીરી નહી અવતરસે,
અને તેતો જાસે અમરાપુરી મીંજારરે. ૧૦૬
તો મુ. ભાઈ, તે સર્વ જીવુંની ઉતપતી સામીજીએ રાખી પોતા કને,
અને ભાઈ તેની બીજી ત્રણ મુરતને નહી સાર;
આ ત્રણ મુરતથી વીશનુ કીરતાર અલગા ફીરે,
તેનું કોઇ નવ કરે વીચારરે. ૧૦૭
તો મુનીવર ભાઈ, એમ કરતાં કેટલાંક જુગ વઇ ગયા,
ત્યારે પછી સતગુર ભરમાં સાથે વીશનું તે કીધો વીચાર;
તમે સતગુર ભરમાજી મોટા કહેવાઓ છો,
ભાઈ કાંઇક બીજી ઉતપતી કરો સંસારરે. ૧૦૮
તો મુ. ભાઈ, તારે સતગુર ભરમાજી મુખ માંહેથી બોલીઆ,
અને તમે સાંભલો વીશનું એક કહું વીચાર;
આપણે સરવે છઇએ બાળકા,
અને મોટા તે દેવી સરસતી સારરે. ૧૦૯

તો મુ. ભાઇ, તમે ને અમે ને મએસર એ ત્રણ બાળક કહીએ,
આપણે ચાલો મલી પુછીયે તે દેવી સરસતીને વીચાર;
પછી દેવી સરસતીની વાણી સરવે સાંભળીએ,
અને તે સું સું કહે તે મુખ મીંજારરે. ૧૧૦
તો મુનીવર ભાઈ, તારે ત્રણ મુરત મલીને દેવી પાસે ગયા,
અને ઉતપુતીનું જાઈ પુછીઓ વીચાર;
તારે હરખથી દેવી માયા બોલીયા,
જે અમારી ઇછાએથી કરસું સંસારરે. ૧૧૧
તો મુ. ભાઇ, તે દેવી માયાને ઇચ્છાએ સતવાદી જીવ સામીજીયે સીરજીયા,
તેણે તો બીબી હવાને કુળે લીધો અવતાર,
હઝરત આદમ ઈશ્વરની પુઠેથી સરવ જીવ ઉપના;
મોટા મોટા મુનીજન સારરે. ૧૧૨
તો મુનીવર ભાઇ, તીયાં ઉતમ જીવ તે સામીજીએ સીરજીયા,
અને એ ભાઇ એક નર ને બીજી નાર;
તેતો આદમ હવા માંહેથી પયદા કરીયા,
એણી રીતે તે સીરજીઆ સરવે સંસારરે. ૧૧૩
તો મુનીવર ભાઈ, સંસારની રચના સામીજીએ પોતે કરી,
અને તે માંહે રાખીઓ ખરો તે માયાનો વીચાર;
તે માયામાં સરવે જીવ મોહી રહીયા,
એ ભાઇ તે સહુ પુછે જાઈ માયા દેવીને વીચારરે. ૧૧૪
તો મુનીવર ભાઈ, તારે તે દેવી માયા જાણે હું છઉં,
અને એ ભાઇ નહી કોઇ છે બીજો સીરજણહાર;
તે માયા માંહેથી જે જીવ ઉપના,
ભાઇ તે જીવુંને કેવો આવશે સત વીચારરે. ૧૧૫
તો મુનીવર ભાઇ, તે માયાથી તો એ ત્રણ મુરત અલગા રહ્યા,
અને બીજો ગણીઓ તે સરવે સોંસાર;
તે માંહે સત વીચારે જે જીવ ચાલસે,
અને એ ભાઇ તેને માયા નહી લુપસે લગારરે. ૧૧૬
તો મુ. ભાઈ, તીયાં સામીજીએ એક માહારૂખી પયદા કર્યો,
અને એ ભાઈ બીજો અમરૂખીનો અવતાર;
તેતો સતવાદી સંભલાએ ઘણું,
તેતો માહા બુધ્ધીવંત અપારરે. ૧૧૭

તો મુનીવર ભાઈ, સેવા સમજણ તેની અતી ઘણી,
તેતો માહા ભગતીવાન અપાર;
તેતો જગન જાગમાંહે સદાઇ રહેતા,
ભાઇ તેનો તે સાંભલો વીચારરે. ૧૧૮
તો મુનીવર ભાઈ, તેણે અમરૂખીએ તે મહા તપ આદરીયા,
તેણેતો સત દેવની ભગતી કીધી સાર,
તેણે રૂખીએ તે તપ કરીને જગન આદરીઆ;
તેનું તેડા ફેરીઆ તે દેવતાઓ મીંજારરે. ૧૧૯
તો મુનીવર ભાઈ, તેણે તો સરવે દેવતાઉને ધામીઉં,
અને એ ભાઇ તમે જમવા આવજો અમરૂખીને દુવાર;
તે માંહે સત ભીરમાજીનો સુત એક હતો,
ભાઈ તેણે તે કીધી નાકારરે. ૧૨૦
તો મુનીવર ભાઇ. તેતો મહા રૂખી મોટા વેદાંતી,
ભાઇ તેતો બ્રહ્માનું સુતજ સાર;
તેતો ક્યાં જમવા જાયે નહી,
અને એ ભાઇ વીશનવ ધરમ રાખીયો અપારરે. ૧૨૧
તો મુનીવર ભાઈ. તારે તેડા ફીરીને આવીઆ,
અને તેણે આવીને અમર રૂખીસું કરીઆ વીચાર;
આ બીજે દેવતાએતો સરવે માનીઉ,
એક બ્રહ્માજીને સુત તે કીધી નાકારરે. ૧૨૨
તો મુનીવર ભાઈ, તારે અમરૂખી પોતે ઉઠીઆ,
તેતો આવીઆ ભરમા સુતને દુઆર;
આ માહારૂખી તમે ધામ અમારી કેમ લેતા નહી,
ભાઇ તેનો તે કહો વીચારરે. ૧૨૩
તો મુનીવર ભાઇ, તારે ભરમાં સુત બોલીઆ,
એ ભાઇ અમારો તો છે વીશનવ ધરમ આચાર;
અમે બીજા ક્યાં જમીએ નહી,
ભાઈ બીજો કાંઇ નથી વીચારરે. ૧૨૪
તો મુનીવર ભાઈ, અમરૂખીએ તે આગલ બહુ વીનતી કરી,
અને એ ભાઇ તમ વીનેઆ તે કેમ થાય જગન આચાર;
તમે તો સત ભરમાજીના બાલ છો,
ભાઈ માહારૂખી છો તમે અવતારરે. ૧૨૫

તો મુનીવર ભાઇ, તમ આવીઆ વીના જગન નહી આદરૂં,
અને એ ભાઇ એવો અમરૂખીએ કહયો છે સાર;
આ તમે કહેસો તેમ કરી આપશું,
ભાઇ તેનો કાંઈ નથી વીચારરે. ૧૨૬
તો મુનીવર ભાઇ, તારે માહારૂખીજી તે મુખ માંહેથી બોલ્યા,
તમે સાંભલો તે અમરૂખી સાર;
આ જગન ભ્રષ્ટવાડા માંહે અમ નહી આવીયે,
ભાઇ તે કારણે કહુ છું નાકારરે. ૧૨૭
તો મુનીવર ભાઇ, અમરૂખી ફરી બોલીઆ,
તમે સુત ભરમાજીના સાર;
આ તમે કહેસો તેમ કરી આપશું,
એ ભાઇ તેનો સેંસો મ ધરજો લગારરે. ૧૨૮
તો મુનીવર ભાઈ, તારે એમ કહીને હા કરાવી,
અને જગન આદરીયો તે તેણીજ વાર;
તે સામાન જ્યારે પુરો થયો,
ભાઈ તારે તેડીઆ સુત ભરમાજીનો સારરે. ૧૨૯
તો મુનીવર ભાઇ, તારે માહા રૂખી જગન માંહે આવીઆ,
અને તેણે તો જમતા દીઠાં નાના બાલ;
તેણે કરીને માહા રૂખીજી પાછા વળીઆ,
તેને મને તે ઉપનો કાહાળરે. ૧૩૦
તો મુનીવર ભાઈ, તારે અમરૂખી આવીને આડા ફરીઆ,
અને એ ભાઈ તમે વળીઆ તે કેવે વીચાર;
અમે તે તમને પહેલાં તેડાવીયા,
અને તમારે વચને ચાલીયા નીરધારરે. ૧૩૧
તો મુનીવર ભાઈ, તારે માહારૂખીજી તે મુખ માંહેથી બોલીયા,
એ ભાઇ હવે તમને તે થાસે એક સો મધમ અવતાર;
જે અમારી વીશનવ દેહી તે તમે ભ્રષ્ટ કરી,
ભાઈ તેનું તમ સીર પાપ રહયું છે સારરે. ૧૩૨
તો મુનીવર ભાઈ, તે પાપ તમ સીરથી તારે ઉતરે,
અને જારે ભોગવો તે એક સો મધમ અવતાર;
આ અમારા મુખ માંહેથી જે છુટીઆ,
એ ભાઇ તેતો કરવા પડસે નીરધારરે. ૧૩૩

તો મુ. ભાઈ, તારે અમરૂખી તે મન માંહે ઝાંખા થયા,
ભાઇ તેને તો કોઈ નવ પોંહચે વીચાર;
તેતો દેવી માયા પાસે જાઇ ઉભા રહ્યા,
એ માતા સીરસતી તમે સાંભળો વીચારરે. ૧૩૪
તો મુનીવર ભાઈ, અમે તપ કરી જગન આદરીઓ,
અને ત્યાં ભરમાજીના સુતને તેડાવીઓ તે જગન મીંજાર;
આ તેણે તે અમને સીરાપ આપીઓ,
અને કહયા તે એક સો મધમ અવતારરે. ૧૩૫
તો મુનીવર ભાઈ, તારે તે અમે તમ કને આવીઆ,
હવે માહા દેવી અમે તમથી ઉતરીએ પાર;
હવે અમે તે બીજે કીયાં જાઇએ,
અને માહા દેવી તમે તો છો કીરતારરે. ૧૩૬
તો મુનીવર ભાઈ, આજે માહા રૂખીજીએ સીરાપજ આપીઆ,
અને માહા દેવી તેમાંહે ફેર નવ પડસે લગાર;
આ તેનું સેંસો તે અમને તમે ટાળી દીઓ,
અને માહા દેવી બીજે કીઆંથી નવ પડીએ પારરે. ૧૩૭
તો મુનીવર ભાઇ, તારે તે માહા દેવીએ મનમાંહે વીચારીયું,
અને હવે કરીએ તે સીઓ આચાર;
આ એ પાસે અમે કેમ ચાલી જાઇએ,
ભાઈ એતો છે અમારા બાળરે. ૧૩૮
તો મુ. ભાઇ, તારે માહા દેવીએ માહારૂખીજીને તેડાવીઆ,
તારે માહારૂખીજી તે આવીઆ માહાદેવીને દુઆર;
તેણે તો આવીને અસતુતી કીધી ઘણી,
અને માહાદેવી અમને સીદને તેડાવીયા તમારે દુઆરરે. ૧૩૯
તો મુનીવર ભાઇ, તેતો માહા દેવી આગલે ઉભા રહીયા,
અને ભાઇ એ કર જોડી તેણીજ વાર;
તારે માહા દેવી મુખમાંહેથી બોલીઆ,
એ ભાઇ તમે હેઠા બેસો તે અમારા બાળરે. ૧૪૦
તો મુ. ભાઇ, તારે માહા દેવીએ માહા રૂખીને માન બહુજ આપીઓ,
અને તેને પુછીઓ તે સરવે વીચાર;
આ અમરખીને સીરાપ તે કેમ થયો,
ભાઈ તેનો કેવો હતો પરકારરે. ૧૪૧

તો મુનીવર ભાઇ, તારે માહા રૂખીએ સરવે માંડી કહી,
અને તીયાં માહા દેવી સાંભલે છે તેણીજ વાર;
તાંતો ભરમા ઇશ્વર આવીઆ,
અને એ ભાઇ તેતો આવીને બેઠા તેણે ઠારરે. ૧૪૨
તો મુનીવર ભાઇ, તારે સરવે દેવે મલીને પુછીયું,
અને તેને માહારખીએ તે કહીઆ સરવે વીચાર;
ત્યારે વીશનું વર દાતાર તેતો ત્યાં હતા નહી,
અને જે ખેલ રમતનો કરણહારરે. ૧૪૩
તો મુનીવર ભાઈ, ત્યાં વીશનું કીરતારને તો કોઇ જાણે નહી,
અને ભાઈ ત્યાં બીજા સઉ થઈ બેઠા કીરતાર;
તે વીશનું દાતારની સમરથ સઉથી મોટી કહીયે,
ભાઈ તેની ખેલ રમતનો નવ લંભે પારરે. ૧૪૪
તો મુનીવર ભાઈ, એનો ચલત્ર સરવે વીશનું કીરતારનું કહીયે,
ભાઈ તે માંહે મુંઝાણા જીવ અપાર;
ત્યાં વીશનું કીરતારને મને એમ આવીયું,
ભાઇ એ જીવુંના પારખા લેવા છે સારરે. ૧૪૫
તો મુનીવર ભાઈ, તે પારખા સારૂ પયદા કરીઆ,
અને ભાઇ અમરખી તણો અવતાર;
આ ઇયાંથી રચનાં ચાલસે સંસારની,
ભાઇ વીશનું કીરતારને તે સેલ અપારરે. ૧૪૬
તો મુનીવર ભાઇ, ત્યાં માહાદેવી સરસતી બોલીઆ,
અને એ ભાઇ સાંભલો ભરમા ઇશ્વર કરો વીચાર;
આ એક સો અવતાર મધ્યમ એને કેમ થયા,
અને એ ભાઇ એને ટલે તે કરો વીચારરે. ૧૪૭
તો મુનીવર ભાઇ, તારે માહાદેવી મુખ માંહેથી બોલીઆ,
અને તમે સુત ભરમાજીના પરીવાર;
અમ દેવી વચને એને મુકી દીઆ,
અને એ ભાઇ અમે છઇએ તે તમારા મોટેરા સારરે. ૧૪૮
તો મુનીવર ભાઇ, તમારા મુખ માંહેથી એને સીરાપ થયો,
અને તે સહી થાસે નહી મટસે લગાર;
તે માટે એને મયા કરીને મુકી દીઆ,
અને ભાઇ તમે છો તે સુત ભરમાજીના પરીવારરે. ૧૪૯

તો મુનીવર ભાઇ, તારે માહા રૂખીજી બોલીઆ,
અને તમે સાંભલો તે માહા દેવી કહુ વીચાર;
એને તે એ અવતાર મેલાએ નહી,
અને અમારી છેડ મ કરો લગારરે. ૧૫૦
તો મુનીવર ભાઈ, તારે માહા દેવી પરસન થયા,
તે મુખ માંહેથી બોલીઆ તેણીજ વાર;
અમે તમારા મોટા છઇએ,
અને ભાઇ તેનું માતમ તે રાખો લગારરે. ૧૫૧
તો મુનીવર ભાઈ, તારે માહારખીને તીયાં લાજ આવી છે,
અને માહાદેવી તમને તે મુકીઆ છે વીસ અવતાર;
બાકી એંસી અવતાર એ ભોગવસે,
અને માહાદેવી તેનું અમને મ કહેસો લગારરે. ૧૫૨
તો મુનીવર ભાઈ, તારે સોનાં એંસી થયા,
અને માહાદેવી તમ વચને તે મુકીઆ વીસ અવતાર;
તારે ભરમાજી પાસે બેઠા હતા,
અને તેને અમરખીએ તે કહયો વીચારરે. ૧૫૩
તો મુનીવર ભાઈ, માહા દેવીએ તે મુકાવીઆ,
અને એ ભાઇ, માહારખીજી પાસે વીસ અવતાર;
હવે ભરમાજી તમે કાંઇક કીરપા કરો,
અને માહારખીજી પાસેથી છોડાવો અમારા અવતારરે. ૧૫૪
તો મુનીવર ભાઇ. તારે સતગુર ભરમાજી બોલીઆ,
અને સાંભલો માહારખીજી કહુ વીચાર;
આ માહાદેવીજીને મુકીઆ જેટલા,
અને એ ભાઈ અમે પણ માંગીયે તેટલા અવતારરે. ૧૫૫
તો મુનીવર ભાઈ, તારે ત્યાં માહારખીને શરમ આવી,
અને એ ભાઈ એ તાત અમારો ને હું છું એનો બાલ;
તારે તે માહારખીજી મુખ માંહેથી બોલીઆ,
આ સામીજી મુકીઆ તે તમને પણ વીસ અવતારરે. ૧૫૬
તો મુનીવર ભાઈ. તારે વળી માહારખીજી બોલીઆ,
અને બાકી તે રહ્યા સાઠ અવતાર;
તેની વતી તે કોઇ અમને કહેશો નહી;
અને હવે તે નહી મેલસું એક અવતારરે. ૧૫૭

તો મુનીવર ભાઇ, તારે અમરખી આચરીઆ,
અને ભાઈ ઇશ્વર આદમને કરી નમશકાર;
આ માહાદેવી ને ભરમાજીએ છોડાવીઆ,
અને તમે કાંહી કરો અમારી સારરે. ૧૫૮
તો મુનીવર ભાઇ, તારે તે ઇશ્વર આદમ બોલીઆ,
અને તમે માહારૂખીજી થાઓ બકશણ હાર;
આ બેઠા જે રખી તમારે આગલે,
અને ભાઈ તેને ટાલી મુકો જંજારરે. ૧૫૯
તો મુનીવર ભાઇ, તારે તે માહારખીજી બોલીઆ મુખ થકી,
અને બાકી ભોગવસે તે એના એ અવતાર;
એણે અમ સાથે બાજી કરી.
ભાઈ તેનું તે દોશ નવ મટે લગારરે. ૧૬૦
તો મુનીવર ભાઇ. તારે ઇશ્વર આદમ એમ બોલીઆ.
અને તમે સરવે નહી એસો તો તમારો અખતીયાર;
આ માહા દેવી અને ભીરમાજીને મુકીઆ જેટલા,
અને ભાઇ તેની હારે તે મુકો અમને વીસ અવતારરે. ૧૬૧
તો મુનીવર ભાઇ. તારે માહારખીજીએ વળી વીચારીઉં,
અને એ ભાઈ એ ત્રન મુરત બેઠા છે એકજ ઠાર;
તે માંહે કેલે ઉથાપીએ,
ભાઇ હવે અણગમતો નવ કરવો આચારરે. ૧૬૨
તો મુનીવર ભાઇ. તારે ઇશ્વર આદમને પણ મુકીઆ.
અને માહા રખીજીએ તે વીશ અવતાર;
હવે અમને તે કોઈ કહેવા મ આવશો,
અને ભાઈ એતો પોતે ભોગવશે તે ચાલીસ અવતારરે. ૧૬૩
તો મુનીવર ભાઇ, તારે એમ કહીને માહારખીજી ઉઠી ગયા,
અને એ ભાઇ ત્યાં તે બેઠા નહી લગાર;
તેતો આશણે આવીઆ પોતા તણે,
ત્યારે ત્યાં અમરખીએ તે કીધો મન માંહે વીચારરે. ૧૬૪
તો મુનીવર ભાઇ, હવે તો બીજો કયાંઈ ઠામ નથી.
અને હવે જાઈએ તે વીશનુંને દરબાર;
આ ત્રણે મુરતને હારે જો વીશનું મુકાવશે,
અને બાકી રહેશે તે વીસ અવતારરે. ૧૬૫

તો મુ. ભાઇ, આ ચાલીસં અવતારનું કષ્ટપણું ઘણું થાસે,
ભાઈ એમ વીચારીને ચાલીઆ વીશનુંને દુઆર;
તેતો તીયાં જાઇ નમસ્કાર કરી ઉભો રહયો,
ભાઇ તારે તે બોલીઆ વીશનું સીરજણહારરે. ૧૬૬
તો મુનીવર ભાઈ, તારે અમરખીને બોલાવીઓ,
અને તારે પરસન થયા તે વીશનું કીરતાર;
આ તમે તે હ્યાં કેમ પધારીઆ,
અને એ ભાઈ મુખે ઝાંખા છો તે સીએ વીચારરે. ૧૬૭
તો મુ. ભાઈ, તારે અમરખી તે મુખ માંહેથી બોલીઆ,
અને સઘલી વાતનો તે માંડી કહીઓ વીચાર;
આ અમે માહા તપ મેલીને જગન આદરીઓ,
આ તે માંહેથી થયો તે એવો આચારરે. ૧૬૮
તો મુનીવર ભાઈ, અમે સરવે દેવને તીયાં નોતરીયા,
અને ભરમાજીના સુતને પણ કહીયું તેણીજ વાર;
તેતો જારે જગન માંહે આવીઆ,
અને તારે જમતા તે દીઠા નાના બાળરે. ૧૬૯
તો મુ. ભાઈ, તારે ત્યાં અમને સરાપ માહારખીજીએ આપીયો,
તે મધમ એક સો અવતાર;
તે માંહેથી વીસ અવતાર માહા દેવીએ મુકાવીઆ,
અને બીજા ચાલીસ ભરમા ઈશ્વરે મેલીઆ સારરે. ૧૭૦
તો મુનીવર ભાઇ, સાઠ અવતાર તે ત્રણ સુરતે મુકાવીઆ,
અને બાકી રહ્યા તે ચાલીસ અવતાર;
આ તે કારણે તમ પાસે સામીજી આવીઆ,
તેનું તમ થકી તે છુટું જંજાળરે. ૧૭૧
તો મુ. ભાઈ, તારે ત્યાં અમરખીનું સામીજીએ મન પુરૂં કરયું,
અને ભાઇ એમ બોલીઆ તે આપે સીરજણહાર;
અમે ને તમે બેઇ ભેલા થઇ ચાલીએ,
ભાઇ માહારખીજી કેરે દુઆરરે. ૧૭૨
તો મુનીવર ભાઈ, તારે અમરખીજી એમ બોલીઆ,
સામીજી તમે માહારખીજીને તેડાવો તમારે દુઆર;
આગે માહાદેવીએ પોતા પાસે તેડાવીઆ,
અને પોતે તો નહી ગયા માહારખીજીને દીઆરરે. ૧૭૩

તો મુનીવર ભાઈ, તારે વીશનું કીરતાર એમ બોલીઆ,
અને તમે સાંભલો અમરખીજી કહુ એક વીચાર;
એતો ત્રણ મુરત મોટા કહેવાય છે,
ભાઈ આપણે તે કાલના નાના બાળરે. ૧૭૪
તો મુ. ભાઈ, એઓએ તે માહારખીજીને પોતા પાસે તેડાવીઓ,
અને એ ભાઈ તેણે સેંસો નવ આણીઆ લગાર;
આપણે તે માહારખીજીને કેમ કરી તેડાવીએ,
ભાઇ એ છે ભરમાનો સુત બાળરે. ૧૭૫
તો મુ. ભાઇ, તારે સામીજી અમરખીને ભેલો લઈ પધારીયા,
અને તે ગયા માહારખીજીને દુઆર;
તે જારે માહારખીજીએ દીઠા આવતા,
ભાઈ અમરખી ને વીશનું કીરતારરે. ૧૭૬
તો મુ. ભાઇ, તારે માહારખીજી ઉઠી ઉભા થયા,
અને સામીજી તમે ભલે આવીઆ અમારે દુઆર;
સામીજી તમે અમ ઉપર બહુ કીરપા કરી,
અને અમ ઉપર બહુ ચડાવીઆ ભારરે. ૧૭૭
તો મુ. ભાઈ, સામીજી અમ ઉપર એવડો ભાર ચડાવીઆ,
અને અમને કીધા તે બહુ ગુનેહગાર,
આપણે આસણે વીશનું કીરતારને બેસાડીયા,
અને એ ભાઇ કરે તે વીનતી અપારરે. ૧૭૮
તો મુ. ભાઈ, હવે સામીજી તમે શું કામે પધારીઆ,
અને તેનું કહો તે અમને વીચાર;
આજ ધન ધન જે અમને તમારા દરસન થયા,
અને અમ બાલક ઉપર તે રાખીઆ ભારરે. ૧૭૯
તો મુનીવર ભાઇ, તારે વીશનું વર દાતારજી બોલીઆ,
અને તમે સાંભલો સુત ભરમાજીના પરીવાર;
આ અમરખીજીને તમે દુવીઆં,
ભાઈ તે કારણે આવીઆ તમારે : દુઆરરે. ૧૮૦
તો મુનીવર ભાઈ, તારે બે કર જોડી માહા રખીજી બોલીઆ,
અને તમે સાંભલો સામીનાથજી કરો વીચાર;
અમારી તકસીર હોય તો અમને કહો,
નહીંકા અમરખીને કહો સારરે. ૧૮૧

તો મુનીવર ભાઈ, તારે વળી વીશનું કીરતારજી બોલીઆ,
ભાઇ અમને અમરખીજીએ કહયો સરવે વીચાર;
તે માટે હવે તે એને વચ માંહેથી કાઢીએ,
ભાઈ આપણે કરસું તે બીજો વીચારરે. ૧૮૨
તો મુનીવર ભાઇ, તારે તે માહારખીજી બોલીઆ.
અને સામીજી તમે સત કહો છો નહી જુઠ લગાર;
સામીજી એને તો અમે નવ મુકીએ,
અને એણે તો અમને ગુસો ખવરાવીઓ અપારરે. ૧૮૩
તો મુનીવર ભાઈ. તારે વીશનું વર દાતારજી બોલીયા,
અને તમે સાંભલો મહારખીજી કહું વીચાર;
આ ઓ ત્રણ સુરતને હારે અમે પણ માંગીએ,
ઓ સરીખા તે વીસ અવતારરે. ૧૮૪
તો મુનીવર ભાઈ, ઓ ત્રણ સુરતને તમે ત્યાં જાઇ સુકીઆ,
અને ભાઇ અમે ચાલી આવીઆ તમારે દુઆર;
તેનું તો અમે કાંઇક વધુ માંગીએ,
અને ભાઇ તમે છો તે સુત ભરમાજીનાં પરીવારરે. ૧૮૫
તો મુનીવર ભાઈ, ઓ ત્રણ સુરત તો મોહટા કહેવાય છે,
અને ભાઇ એમ બોલીઆ તે વીશનું કીરતાર;
અમે પણ એની સભા માંહે બેસતા,
અને એ ભાઇ તેની સરમ નહી આણતા લગારરે. ૧૮૬
તો મુનીવર ભાઈ, તીયાં કાંઈકિ વચન બીજા સંભલાવીઆ,
ભાઇ તેણે કરી શરમંદો થયો તેણીજ વાર;
એમ હા મનાવીને મુકાવીઆ,
અને ભાઇ પહેલા પરથમ તે વીસ અવતારરે. ૧૮૭
તો મુનીવર ભાઈ, તારે માહારખીજી બોલીઆ,
અને તમે સાંભલો તે વીશનું કીરતાર;
સામીજી અમને તો રીશ ઘણી હતી,
અને વલી મુકાવીઆ તે તમે વીસ અવતારરે. ૧૮૮
તો મુનીવર ભાઇ, બાકી તે એ અમરખી ભોગવસે,
અને જે રહીઆ તે વીસ અવતાર,
આ એકસો માંહેથી એંસી તમે મુકાવીઆ,
અને એને ટલીઆ તે સરવે જંજાળરે. ૧૮૯

તો મુનીવર ભાઇ, તારે સામીજી મુખ માંહેથી બોલીઆ,
અને સાંભલો માહારૂખીજી કહુ વીચાર;
હવે આપણે બેઇ પોતા માંહે રમત માંડીએ,
અને ભાઇ અમરખીને કાઢીએ બહારરે. ૧૯૦
તો મુનીવર ભાઇ, બાકી જે અવતાર વીસ રહીઆ,
તેતો આપણે વેંચી લીજીએ એમ કહ્યું વીશનું કીરતાર;
એમ અમરખીને તમે મયા કરીને મુકી દીઓ,
એનું આપણે બેઇ તે કરીએ વેવારરે. ૧૯૧
તો મુનીવર ભાઈ, આ દસ અવતાર એ માંહેથી આપો અમને,
અને દશ અવતાર તે તમે પોતે લીઓ સંભાર,
તે માંહે અમે ને તમે બેઇ રમત માંડસું,
અમે તમ કેડે તે આવસું વારરે. ૧૯૨
તો મુનીવર ભાઈ, તારે વીશનું વર દાતારજી કહે તમે સાંભલો,
હવે મુકો અમરખીને સરવે અવતાર;
અમે તમને એટલું કહીએ છઇએ માહારખીજી,
જે તમે છો તે સુત ભીરમાજીના પરીવારરે. ૧૯૩
તો મુનીવર ભાઇ, તારે માહારખીજી બોલીઓ,
એ વીસનુંજી અમારી વાત નહી રહી લગાર;
સામીજી અમે એને સરાપજ આપીઓ,
અને તેનું અમને પાછો તે પાડો છો જંજારરે. ૧૯૪
તો મુનીવર ભાઇ, તે અમને તે પાછો પાડો છો જંજારમાં,
અ[illegible] અધરમનું નહી કોઇ પાર;
અને દસ અવતાર અધમ કેમ ભોગવીએ,
[illegible] વલી તમારો પણ માથે રહેશે ભારરે. ૧૯૫
તો મુ. ભા. તારે તે વીશનું દાતારજીને માહારખી ઓલખીયા નહી,
અને બીજી ત્રન મુરત જેવો તે જાણીઓ એનો અવતાર;
તારે વીશનું વર દાતારજીએ કલા દેખાડીઆ,
ભાઇ તેજ સરૂપ તે દેખાડીયા નીરાકારરે. ૧૯૬
તો મુનીવર ભાઇ, તારે તે માહારખીજીએ તે મનમાંહે વીચારીઉં,
અને એતો દેખાય છે સીરજણહાર;
તે માટે એ આગલે અમારૂં જોર નવ ચાલસે,
અને બીજી ત્રન મુરત જેવો એનો નહી આકારરે. ૧૯૭

તો મુનીવર ભાઈ, જ્યારે મહારખીજીએ દીઠું સરૂપ નીરાકારનું,
તારે તે મન માંહે બીનો અપાર;
સામીજી તમે કહો તેમ માનીએ,
અને સામીજી અમારી ભુલ છે અપારરે. ૧૯૮
તો મુ. ભાઈ, સામીજી અમે તો બીજી ત્રન મુરત જેવો જાણતા,
અને નવ જાણતા તે બીજો આકાર;
આ તેણે કરીને તમારા વચન અમે ફેરવીઆ,
તે માટે હવે બકસો તે બકશણહારરે. ૧૯૯
તો મુનીવર ભાઇ, અમ બાળક ઉપર કીરપા રાખજો,
અને સામીજી અમારા અવગુણનો નહી કોઇ પાર;
આ અમરખીને અમે સરવે અવતાર મુકીઆ,
અને સામીજી તમારા કહયાથી તે સીરજણહારરે. ૨૦૦
તો મુનીવર ભાઇ, તારે વીશનું વર દાતારજી બોલીઆ,
અને સાંભલો માહારખી કહું વીચાર;
આ દસ દસ અવતાર આપણે બેઇ લીજીએ,
અને તેમાં રમત કરીએ દુનીઆ મીંજારરે. ૨૦૧
તો મુનીવર ભાઈ, ચાર જુગ જ્યારે માંડસું પાછળ થકી,
અને તારે અમે ને તમે તે લેસું દસ દસ અવતાર;
તારે તે તમે ગુર ભરમાજીના વેદ લઈ ભાગજો,
અને તારે અમે કેડે તે આવસું વેદની કરવા વારરે. ૨૦૨
તો મુનીવર ભાઈ, તારે તે માહારખીજી બોલીઆ,
અને સામીજી અમે તમ સાથે તે કેમ કરીએ વાદ વેવાર;
તમે તો વીશનુંજી વર દાતાર છો,
અને તમે તો છો સરવે શ્રેષ્ટીના સીરજનહારરે. ૨૦૩
તો મુ. ભાઈ, તે તમ સાથે બરાબર સામીજી અમને કેમ પુરવે,
અને કેમ કરી ભોગવીએ દસ અવતાર;
તમારી ખેલ રમત સામું કોણ ઉભો રહે,
અને તમારો સમોવડીઓ કોઈ નહી સીરજણહારરે. ૨૦૪
તો મુ. ભાઈ, તમ બરાબર ઉભો તેતો માહા અધરમી કહીએ,
અને તેનાં દુખનું નહી આવે પાર;
તેનાં જપ તપ સરવે જાય ભવો ભવ તણા,
અને તેતો અંતે નહીં પામે પારરે. ૨૦૫

તો મુનીવર ભાઈ, તારે તો વીશનું વર દાતારજી બોલીઆ,
અને તમે સાંભલો સત ભરમાજીના પરીવાર;
આ અંતે તો કેનું કરીયું જાશે નહીં,
એ ભાઈ તમને લાગો તે દોસ અપારરે. ૨૦૬
તો મુનીવર ભાઈ, તમે તો અમરખીને સરાપીઆ,
અને તેને તમે કહયા તે મધમ એકસો અવતાર;
તે માંહે દસોંદ તમને ભોગવવી પડસે દેહીસું,
ને નહીંતો જાસો ઘોર અંધારરે. ૨૦૭
તો મુનીવર ભાઈ, અમે તો તારે તમને કહયો માહારખીજી;
અને એ ભાઈ જારે તમે તે સતગુર બ્રહ્માજીને કુળે લીધો અવતાર,
તે ઉતમ કુલ તમારી જાણી કરી,
અને એ ભાઇ તમને કહીઆ તે દસ અવતારરે. ૨૦૮
તો મુ. ભાઈ, તમને કહીઆ દશ અવતાર તેતો તમે કરશો માહારખીજી,
અને એ ભાઇ તમારા જીવના તે ટલસે જંજાર;
તે માટે અમારૂં કહીયું ઉથાપસો,
તો તમે આગલ હોયસો હલાકરે. ૨૦૯
તો મુનીવર ભાઈ, જ્યારે એવા કઠણ વચન સંભલાવીઆ,
તારે માહારખીને મને તે આવીઓ કાર;
સામીજી અમને તો તમે એમ કહો છો,
અને અમ સીર રાખીયા તે દોશ અપારરે. ૨૧૦
તો મુનીવર ભાઈ, તે પાપ દોશ સરવે અમ સીર રાખીયો,
અને વલી તમ સામા કહો છો દશ અવતાર;
ત્યાં અવતારૂ માંહે મધ્રમ કરી મારશો મુજને,
અને સામીજી એ અમારો ભીડ પડીઆ અવતારરે. ૨૧૧
તો મુનીવર ભાઇ, તારે વીશનું વર દાતારજી બોલીઆ,
અને તમે કરોધ મ કરો માહારખીજી લગાર;
આ ખેલ રમતને વીસે બેઈ આપણે સરીખા છઈએ,
અને એ ભાઈ તેનું સંસો મ ધરજો લગારરે. ૨૧૨
તો મુનીવર ભાઇ, પછે તે સઉ પોતાને કરણીએ કરી પામસે,
અને એ ભાઈ પોતાને ભાવે કરી પોતે લેસે અવતાર;
આ ઉતમ કુલ મધ્યે તમે અવતરીઆ છો માહારખીજી,
અને એ ભાઈ તારે તમને કહુું છું વારો વારરે. ૨૧૩

તો મુનીવર ભાઈ, તે દશ અવતાર તે તમે પોતે કરો,
આ તો તમારા માથેથી ઉતરે સીરાપનું ભાર;
અને બીજો તે માહા તપ જાઇ આદરો માહારખીજી,
તો પાછો રહે તમારો ઉતમ અવતારરે. ૨૧૪
તો મુનીવર ભાઇ, તારે તે માહારખી માનીઆ,
અને હાર પામીયા તેણીજ વાર;
એ સામીજી આકુબત અમને ઓધારજો,
તેનો કોલ આપો અમને વીશનું કીલતારરે. ૨૧૫
તો મુનીવર ભાઈ, તારે વીશનું કીલતાર તે કોલજ આપીઆ,
અને તમે સાંભલો માહારખીજી કહું વીચાર;
તે અમારો તમારો વાદજ ચાલસે,
અને એ ભાઇ તેનો સંસો મ ધરજો લગારરે. ૨૧૬
તો મુનીવર ભાઇ, આપણે બેઇ તે વાદ વીરોધ ચલાવસું,
અને ત્યાં જોસે તે સરવે સંસાર;
એમ કરીને ચાર જુગ વરતસે,
અને પુરા થાયસે તે દશ અવતારરે. ૨૧૭
તો મુનીવર ભાઈ, તારે અવતારે અવતારજ આવશે,
અને આપણે ખેલ રમત કરસું પોતા માંહે સાર;
જ્યાં જેવો ત્યાં તેવો અવતારજ આવશે,
અને તમે નીચીંતા થઇ બેસો એકજ ઠારરે. ૨૧૮
તો મુનીવર ભાઈ, તારે વીશનું વર દાતારજી ત્યાંથી પધારીઆ,
અને તેનો આવીઆ પોતાને હોઆર;
ત્યાં માહારખીજીને જાહેર કરી,
ભાઈ અમરખીજીના છોડાવીઆ સરવે અવતારરે. ૨૧૯
તો મુનીવર ભાઈ, તારે અમરખી પોતાને ઘેર ગયા,
અને મુકાવીઆ તે એક સો મધમ અવતાર;
તેણે તો જગન જાગ પુરો કરીઆ,
ભાઈ તેતો જાઇ બેઠો તપ થાનકે સારરે. ૨૨૦
તો મુનીવર ભાઇ. તે અમરખી જાઇ બેઠા તપ થાનકે,
અને તેણે મનમાંહે બીક રાખી અપાર;
તેનો જીવ તે બહુ થર થરે,
અને એ ભાઇ એ સાહેબની કુદરતનો નવ લંભે પારરે. ૨૨૧

તો મુનીવર ભાઈ, તે માટે સદાઈ રહીએ સાહેબની બીકમાં,
અને જેની કુદરતનું નવ લંભે પાર;
જ્યારે માહારખીજીએ અમરખીને સરાપીઆ,
ભાઈ તારે પોતે પામેઆ મત્રમ દશ અવતારરે. ૨૨૨
તો મુનીવર ભાઇ, તેતો માહારખીજી મોટા હુતા,
અને તેતો સુત બ્રહ્માજીનો હતો પરીવાર;
તેણે તો અમરખીને સરાપીઆ,
અને આપણે મન તે આણીઆ અહુંકારરે. ૨૨૩
તો મુનીવર ભાઈ, અહુંકાર તે અલખ નીરીંજનને છાજે,
અને જે કોઇ ખલકનું ખલકણહાર;
તેણે અહુંકારેથી એંઠ ઉપાવીઆ,
તે માંહેથી કીધા આસમાન ને પાતાળરે. ૨૨૪
તો મુનીવર ભાઈ, એતો અલખ નીરીંજન નીરાકાર છે,
આ જેણે અહુંકારથી સીરજીયા સરવે સંસાર;
તેણે અનત કલપ અનત જુગ ચલાવીઆ,
અને તેની બીજાને નહી સારરે. ૨૨૫
તો મુનીવર ભાઇ, તેની ખેલ રમત કેણે જાણી નહી,
અને એ ભાઇ આગે એષ્ટ કરોડ બ્રહ્મા હતા અવતાર;
તારે તો અલખ નિરીંજન અલી આપે હતા,
અને એ ભાઇ બીજી મુરત પાસે હતી ચારરે. ૨૨૬
તો મુ. ભાઈ, તેતો ચાર મુરત પોતાના નુર પીંઢ માંહેથી ઉપાવીઆ,
અને તેનો બીજો કોઇ નાહી કરણહાર;
નબી મહમદ ને બીબી ફાતમા,
અને ભાઈ ઇમામ હુસનને હુસેનનો અવતારરે. ૨૨૭
તો મુનીવર ભાઈ, એ ચાર મુરત સામીજીએ સીરજીઆ,
અને એ ભાઇ પાંચમું પોતે અલી અવતાર;
તે માંહે તેજ સરૂપી તે અલી નીરીંજન કહીએ,
તેતો સઉનો કીરતાર સીરજણહારરે. ૨૨૮
તો મુનીવર ભાઈ, ત્યાં તેજ સરૂપી તો અલી પોતે કહીએ,
અને મહુમદ રૂપી તે સતગુર ભરમાનું અવતાર;
આ બીબી ફાતમા માહાદેવી સરસ્તી કહીએ,
અને ઇશ્વર આદમ એતો ઇમામ હુશનનો અવતારરે. ૨૨૯

તો મુ. ભાઈ, ત્યાં ઇમામ હુશેન માંએ જોત સરૂપ પોતાનું રાખીયો,
અને નર અલી તે પોતે વીશનું કીરતાર સીરજણહાર;
તેની બીજા કેને માલમ નહી,
ભાઇ એતો કરણહાર તેતો પોતે વીશનું કીરતારરે. ૨૩૦
તો મુ. ભાઇ, એ નર અલી વીશનુંની લીલા કેણે જાણી નહી,
અને આપ મતે તે સીરજીઓ સરવે સંસાર;
એ નર અલીના ચલત્ર સામું જોવું નહી,
ભાઈ આ વેદના વચને તે રહેવું નીરધારરે. ૨૩૧
તો મુ. ભાઇ, વેદની વાણી તેતો સામીજી પોતે મુખમાંહેથી બોલીયા,
અને એ ભાઈ તેના વેદજ કીધા ચાર;
આ રૂગ વેદ, જુજર વેદ, શામ વેદ, અથર વેદ કરીઆ,
અને એ ભાઇ તેના કીતાબજ કીધા ચારરે. ૨૩૨
તો મુનીવર ભાઈ, તેતો ચાર કીતાબ વીશનું પોતે કરીઆ,
અને તેનાં નામના તે સાંભલો વીચાર;
અવલ કીતાબ તોરેત અને બીજો જંબુર કરીઓ,
અને ત્રીજો કીતાબ તે અંજીલ સારરે. ૨૩૩
તો મુનીવર ભાઇ, ત્રીજો કીતાબ તે અંજીલ કરીઓ,
અને ચોથો કીતાબ તે ફુરકાન સાર;
તેના તે ચાર નબી ઠેરાવીઆ,
ભાઈ તેતો અવલમાંએ કીધા વીશનું કીરતારરે. ૨૩૪
તો મુનીવર ભાઈ, તોરેત કીતાબનાં તે નબી મુસા ઠેરાવીઆ,
અને જંબુરના તે નબી દાઉદ સાર;
અંજીલના તે નબી ઈસા ઠેરાવીઆ,
અને ફુરકાનના તે નબી મહમદ સરદારરે. ૨૩૫
તો મુનીવર ભાઈ, રૂગ વેદનું તે તોરેત કીતાબ કરીઓ,
અને જુજર વેદનું તે જંબુર કીતાબ કરીઓ છે કીરતાર;
આ શામ વેદનું અંજીલ કીતાબ કહીએ,
અને અથર વેદનું કરીઓ કીતાબ ફુરકાન સારરે. ૨૩૬
તો મુ. ભાઈ, ચાર વેદને ચાર કીતાબ કીધા કુરાનથી,
જે ચાલીસ સીપારા મુખ માંહેથી કહીઆ કીરતાર;
તે દસ સીપારાનું વેદ કીતાબ કરીઓ,
ભાઈ તે ઉપર ચાલીઓ સરવે સંસારરે. ૨૩૭

તો મુનીવર ભાઈ, તે વીશનુ પોતાની કુદરત રાખી પોતા કને,
અને સંસારની ઉતપતીનું રાખીઓ વીચાર;
તારે ત્રણ મુરત પાસે ચાલી ગયા,
ભાઇ એ નર વીશનું છે તે સહુનું સીરૂજણહારરે. ૨૩૮
તો મુનીવર ભાઇ, તારે સતગુર ભરમાને પુછીઆ,
અને ભાઈ હવે તે કેવો કરવો આચાર;
તમે સતગુર ભરમાજી શું ઠેરાવીઓ,
અને ભાઇ સંસારની ઉતપતીનું કહો વીચારરે. ૨૩૯
તો મુ. ભાઇ, તારે સતગુર ભરમાજી તે બોલીઆ નહી,
અને શ્રવણે સાંભલીઓ જે કહીઓ વીશનું કીરતાર;
તારે સતગુર ભરમાજી તે મનમાંએ વીમાસીઆ,
ભાઇ અમથી કેમ ચાલે સંસારરે. ૨૪૦
તો મુ. ભાઇ, તારે વીશનું કીરતારજી વાણી બોલીઆ,
અને સતગુર ભરમાજી તમે મને શું રાખીઓ વીચાર;
તે તો તમે મુજ આગલ સાચું વદો,
અને એ ભાઇ તે તમારે મને સંસો નહી રહે લગારરે. ૨૪૧
તો મુનીવર ભાઈ, તારે સતગુર ભરમાજી બોલીઆ,
અને સાંભલો વીશનુંજી કહું વીચાર;
આ અમને તમે વારે વારે ઉતપતીનું કહો,
અને તેનું અમને થએલ છે જંજારરે. ૨૪૨
તો મુનીવર ભાઇ, અમે ઉતપતી તો કરવા માંડીએ,
જો અમે આપે હોઇએ કીરતાર;
આ અકલ ગત તો અમને સુજે નહી,
અને અમે નહી ઓલખીએ તે સીરજણહારરે. ૨૪૩
તો મુનીવર ભાઇ, અમને જેણે પયદા કરીઓ,
અને તે તો પોતે કરસે ઉતપતીનું આચાર;
અમને પોતાના પીંડની માલમ નથી,
અમે તે બીજો કયાં કરીએ સંસારરે. ૨૪૪
તો મુનીવર ભાઈ, તીયાં સતગુર ભરમાજી હાર પામી કરી,
અને તે તો ગયા પોતાને દુઆર;
તીયાં માહારખીજી દીઠા અણમણા,
ભાઈ તેને સતગુર ભરમાજીએ પુછીઓ વીચારરે. ૨૪૫

તો મુ. ભાઇ, એ મોહારખીજી તમે કેમ આજ ઓછે મને થયા છો,
અને તમને શી વીમાસણ છે બાળ;
ભરમાજીના સુત તમે કહેવાઓ છો,
ભાઇ તમારે મને તે શીઓ છે વીચારરે. ૨૪૬
તો મુનીવર ભાઈ, તારે ભરમાંજીના સુત તે બોલીઆ,
અને સાંભલો પીતાજી તમે અમ તણું આચાર;
અમે તે અમરખીને સરાપીઓ,
તેનું અમ શીર રહયો ભારરે. ૨૪૭
તો મુ. ભાઇ, આજ વીશનું વરદાતારજી અમ સાથે વાદે વદીઆ,
અને અમરખીના તે છોડાવીઆ સરવે અવતાર;
તે માંએથી દસ અવતાર પોતાને સીર રાખીઆ,
અને દસ અવતારનો તે અમ સીર રાખીઓ ભારરે. ૨૪૮
તો મુનીવર ભાઇ, તે વીશનું પોતે નીરાકાર છે,
અને એનો અકલ લીલા છે અપાર;
એ વીશનુને અમે આજ જોયો,
તાં તો ઇ પોતે છે સઉનો સીરજણહારરે. ૨૪૯
તો મુનીવર ભાઇ, તમે ત્રણ મુરત મોટા કહેવાઓ છો,
અને તમે નહી ઓળખતા તે એનું આકાર;
કરતા હરતા પોતે પરમેશ્વર વીશનું કહીએ,
અને ઈ પખે નથી કોઈ બીજો સીરજણહારરે. ૨૫૦
તો મુ. ભાઇ. અમે તો અલખ નીરીંજન કરી એને માનીઓ,
તે વીશનું છે સઉનો સીરજણહાર;
આજ અમે વાતું કરતાં વાદે વદીઆ,
તારે તેજ સરૂપ તે દીઠો નીરાકારરે. ૨૫૧
તો મુ. ભાઇ, તારે તીયાં સતગુર ભરમાજી તે બહુ પસતાયા,
અને એ ભાઇ અમે ત્રન મુરત તે ભુલા એનું આકાર;
એની કલા જો અમે જાણતા,
તો કેમ મેલીએ તે એનું દુઆરરે. ૨૫૨
તો મુ. ભાઈ, તારે સતગુર ભરમાજી તે તો બહુ પસતાયા,
અને ભાઈ તેણે સંસો તે કીધો અપાર;
અમે ત્રણ મુરત તે વીશનું કરી જાણીઓ,
અને એ ભાઇ નવ જાણીઓ તે સીરજણહારરે. ૨૫૩

તો મુ. ભાઇ, એ વીશનું વર દાતારજી વારે એ અમને કહે,
અને તમે શ્રેસ્ટીનું કરો આકાર;
તે માટે અમે જો એને કીરતાર જાણતા,
ભાઈ તો એને નમશકાર કરતા તેણીજ વારરે. ૨૫૪
તો મુ. ભાઈ, તારે સતગુર ભરમાજીને મને સેંસો ઉપનો ઘણો,
અને તે તો આવીયા વીશનુને દુઆર;
તાંતો વીશનું વર દાતારજી બેઠા હતા,
ભાઈ તેતો ઉઠીઆ તેણીજ વારરે. ૨૫૫
તો મુનીવર ભાઇ, તારે સતગુર ભરમાજી તેતો પાએ પડીયા,
અને મુખથી કીધી તે વીનતી અપાર;
સામીજી અમે તો તમને વીશનું કરી જાણીએ,
અને અમે નહી જાણીઆ તે સીરજણહારરે. ૨૫૬
તો મુનીવર ભાઈ, અમને મહારખીજીએ પરછવ્યું,
અને સામીજી અમને તે ઓળખાવીઓ તમારો અવતાર;
હવે ધન ધન સામીજી તમે કીરતાર છો,
તમારી કળાનું ન લંભે પાંરરે. ૨૫૭
તો મુનીવર ભાઈ, આ કેટલાક જુગ આપણે ભેળા રહયા,
સામીજી તે માંએ સેવા નહી કીધી લગાર;
તે પુરવ પુન ઓછા અમ તણા,
જે અમે નહી ઓળખીઓ તે સીરજણહારરે. ૨૫૮
તો મુ. ભાઈ, તીયાં સતગુર ભરમાજીએ તે બહુ વીનતી કરી,
તેને આંખે તે આવીઆ નીર અપાર;
સામીજી અમે ભુલા તે બહુ જુગ તણા,
તેતો હવે તમથી ઉતરીએ પારરે. ૨૫૯
તો મુનીવર ભાઇ, તારે વીશનું વર દાતારજી બોલીઆ,
એ સતગુરજી તમે સેંસો મ ધરો લગાર;
અમને જે તમે ઓળખીઓ નહી,
આ તેનુ નથી તે તમ સીર ભારરે. ૨૬૦
તો મુનીવર ભાઈ, તે અમે પોતે ઓળખાવીઓ નહી,
અને ભાઇ અમે ગુપત રાખીઓ અમારો અવતાર;
અમે અનેક બીજા જીવ ઉપાવીઆ,
તેની તમને કીયાં છે સારરે. ૨૬૧

તો મુ. ભાઈ, તે સરવ જીવને અમે પોતાનું સરૂપ દેખાડીઓ,
ભાઇ તમ ત્રન મુરતથી છાનું કીધો તે ઇયાં આચાર;
તે જીવ કીએ થાનકે બેસાડીઆ,
ભાઇ તે જીવોનો સીઓ છે આકારરે. ૨૬૨
તો મુ. ભાઈ, આ તમે ત્રન મુરત તે તો મોટા કેવડાવતા પોતાને મને,
એ ભાઇ તેણે કાંઇ રીદા માંએ નહી રાખીઓ વીચાર;
જે આવા ભરમંઢણ તેતો કોણે સીરજીઆ,
અને કેણે સીરજીઆ તે આસમાન ને પાતાળરે. ૨૬૩
તો મુનીવર ભાઇ, એવો વીચાર તમારે મને નહી ઉપનું,
અને તમે ત્રન મુરત તે પોતે થઇ બેઠા કીરતાર;
તીયાં અમે અમારો શું દેખાડીએ,
ભાઇ તમારે મને તે હુતો અહંકારરે ૨૬૪
તો મુનીવર ભાઈ, તારે તે સતગુર ભરમાજી બોલીઆ,
અને એ સામીજી તમે તે સરવ જીવુંના દેખાડો આકાર;
અનેક જીવ તમે અમથી છાના ઉપાવીઆ,
અમે તેના તે કરીએ દીદારરે. ૨૬૫
તો મુનીવર ભાઇ, તારે વીશનું દાતારજી બોલીઆ,
અને સતગુર ભરમાજીને પુછીઓ વીસતાર;
આ તમે તે અમ સાથે આવજો અરશ ઉપરે,
તીયાં તમને દેખાડસું તે સરવ જીવુંના આકારરે. ૨૬૬
તો મુનીવર ભાઈ, તારે તે સતગુર ભરમાજી બોલીઆ,
અને સામીજી અરશ ઉપરે તે ચાલસો કીએ ઠાર;
ઇયાં ઉઆં સરવ સ્થાને એક છે,
અને સામીજી તમ વીના નહી કોઇ બીજો સીરજણહારરે. ૨૬૭
તો મુ. ભાઈ, તારે વીશનું વર દાતારજીએ મુખ ઉઘાડીઆ,
અને એ ભાઈ જારે સતગુર ભરમાજીએ તે ધર્યો અતી પ્યાર;
તારે સતગુર ભરમાજી જાં જુએ સામીજીનાં મુખ સામું,
તાં તો દીઠા અનેક અનેક જીવુંના આકારરે. ૨૬૮
તો મુ. ભાઈ, ત્યાં અનેક જીવુંનાં દરસણ સતગુરજીએ કર્યા,
અને એ ભાઈ તારે એ વીશનું સહી કરી માન્યો તે સરજનહાર;
આ ધન ધન વીશનું કીરતાર તમને કહીએ,
આ ધન ધન તેને જેણે ઓળખાવ્યો તમારો આકારરે. ૨૬૯

તો મુનીવર ભાઈ, તારે સતગુર ભરમાજીએ તે દરસણ કર્યા,
અને ઓળખીઓ તે વીશનું નીરાકાર;
તીયાં નીચું મુસતક કરીને પડી રહયો,
વીશનુને ચરણે તે ભરમા અવતારરે. ૨૭૦
તો મુનીવર ભાઇ, તીયાં સતગુર ભરમાએ બહુ વીનંતી કરી,
અને ભાઇ સીસ ઉંચું નહી કરીયું લગાર;
તારે વીશનું વર દાતારજી તૃશ્ટમાન થયા,
અને ધન ધન ગુરજી તમારો અવતારરે. ૨૭૧
તો મુનીવર ભાઇ, તારે સતગુર ભરમાજીને મુસતકે હાથ ધર્યો,
તારે સતગુર ભરમાજીએ મુસતક ઉંચુ કીધું તેણીજ વાર;
અમે તમારા નુર માંહેથી સરવે સીરજીયા,
અને એ સરવે જીવુંના આકારરે. ૨૭૨
તો મુનીવર ભાઈ, આ સરવે જીવ સીરજીએ સંસારમાં,
અને આદમ હવાને કુલે આપીએ અવતાર;
આ તેનું તે સંસાર ચલાવીએ.
તો થાએ રચણી અનત અપારરે. ૨૭૩
તો મુનીવર ભાઇ, તારે સતગુર ભરમાજી બોલીઆ,
તમે સાંભલો વીશનું પરવરદીગાર;
એવડી કુદરત સામીજી નહી અમ તણી,
અને જે અમથી ચાલે સંસારરે. ૨૭૪
તો મુ. ભાઇ, અમે ઉણીઆચારી જીવ સામીજી તમ તણા.
અને અમ થકી કેમ ઉપડે એવડો ભાર;
તમે છો સામીજી અપર મપર,
અને તે સામીજી એ તમથી તે ચાલે સંસારરે. ૨૭૫
તો મુ. ભાઇ, આ અમે જે કાંઈ રચના દીઠી તમારા મુખમાંયે,
તેનું કીયાં નવ લભે પાર;
અમારી કુદરત સામીજી સુજે તમને.
અમ પામર જીવનું સીઆ છે ભારરે. ૨૭૬
તો મુનીવર ભાઇ, તારે વીશનું કીરતારજી બોલીઆ,
તમે સાંભલો સતગુર ભરમાજી કહું વીચાર;
પામર જીવ તો બીજા સીરજીઆ,
તે તો તમે નથી દીઠા અમારા મુખ મીંજારરે. ૨૭૭

તો મુ. ભાઈ, તમને તો અમે સેરટ ગુર કરી સીરજીઆ,
આ તે માટે તમ થકી થાસે તે અનેક જીવોનાં ઉધાર;
આ અમારા મુખની વાણી તે તમને આપસું,
અને તે તો ચલાવજો સંસાર મીંજારરે. ૨૭૮
તો મુ. ભાઈ, તે સામીજી તમ વીના અમે નવ જાઇએ સંસારમાં;
અને તે વાણી કરવા માંએ સંસાર;
અમે તો એ માંએ સું જાણીએ,
સામીજી ઉતપતીનાં પોતે છો કીરતારરે. ૨૭૯
તો મુનીવર ભાઈ, તારે વીશનું કીરતારજી બોલીઆ,
અને સતગુર ભરમાજી તમને કહું વીચાર;
જ્યાં તમે જાઈ વાણી કરસો જુગ માંએ,
તીયાં ઘટ ઘટ દેખજો અમારો આકારરે. ૨૮૦
તો મુનીવર ભાઈ, તીયાં ઘટ ઘટ અમે વ્યાપક રેહેસું,
અને તેનો સેંસો મ ધરે લગાર;
આ તમે જ્યાં જાસો ત્યાં હાજર છું,
અને અમ વીના કેમ ચાલે સંસારરે. ૨૮૧
તો મુનીવર ભાઇ, તીયાં અમે છાને રૂપે તે આવસું સંસારમાં,
અને તમારો તે પરગટ રૂપે અવતાર;
તમને સેરટ ગુર કરી સીરજીયા,
ભાઇ તમે તે બોધજો સંસારરે. ૨૮૨
તો મુનીવર ભાઇ, તે સંસાર સરવે બોધી કરી,
અને તેને વતાવજો તે ધરમ આચાર;
તેને અમારી મુખ વાણી સંભલાવજો,
અને તેનો તે તમને કહું વીચારરે. ૨૮૩
તો મુ. ભાઈ. આ ચાલીસ સીપારા કુરાન અમે મુખ માંહે થી ભાંખીઆ,
અને એ ભાઈ . આ તેના કીતાબજ ચાર;
અને બીજા વેદ ચાર તે તો વેદ કીતાબ સરવે એક છે,
અને તેના જુઆ જુઆ તે નામજ સારરે. ૨૮૪
તો મુનીવર ભાઈ, તે દસ સીપારાનું વેદ કીતાબ કરીઓ,
તે માંએ ઓછું અદકું નહી લગાર;
આ તે માટે હીંદુને કાજે ચાર વેદ કરીઆ,
અને મુસલમાનને કાજે કીતાબજ ચારરે. ૨૮૫

તો મુનીવર ભાઇ, તે અમે તમારા નુર માંએથી સીરજીઆ,
અને એ ભાઇ એ સરવે જીવુંના આકાર;
આ તેની દેહી પીંઢ સતગુરજી તમારે હાથે કરજો,
ભાઈ તે કરજો આપણે આકારરે. ૨૮૬
તો મુનીવર ભાઈ, તે હીંદુ મુસલમાન બે જણા,
અને તેના ધરમ જુઆ જુઆ સાર;
તે સરવનું સીરજણહાર સાંહીઆ હું એક છું,
પણ એવુંના દુનીઆ માંહે જુઆ જુઆ કરસું ઠારરે. ૨૮૭
તો મુનીવર ભાઈ, ત્યાં હીંદુ તો હર નામ પુજસે,
અને મુસલમાન માનસે અલ્લાહ એક નીરાકાર;
ત્યાં હીંદુ તમને સતગુર બરમાજી કરી માનસે,
અને મુસલમાન માનસે તે નબી મહમદનું અવતારરે. ૨૮૮
તો મુનીવર ભાઈ, તે માંએથી વરગે વરગજ થાએસે,
એ ભાઇ આદ અંતે છે એ પરકાર;
હીંદુ મુસલમાન બે જણા,
અને ભાઇ તેનાં થાસે તે પંથ અપારરે. ૨૮૯
તો મુનીવર ભાઈ ત્યાં સરવ સ્થાને અમે રહેસું,
અને પંથા પંથ માંએજ સાર;
ત્યાં અનેક થાને પુજાવસું,
અને આદે અંતે એક કીરતારરે. ૨૯૦
તો મુનીવર ભાઈ ત્યાં પંથા પથે આપણે બે પુજાવસું,
અને તે માંએ ઓછું નહી લગાર;
આ જે ત્યાં ખાલકને અલ્લાહ કરી માનસે,
ભાઇ તે તમને માનસે સતગુર બ્રહ્માજીનું કરી આકારરે. ૨૯૧
તો મુ. ભાઈ, તે માંએ જે જીવ અમને તમને નહી ઓલખશે,
અને ભાઇ તેના જીવ તે પડશે જંજાર;
આ તે કારણ બેહેસ્ત દોઝક ઉપાવસું,
ભાઇ તેઉને મુકસું તેવે ઠારરે. ૨૯૨
તો મુનીવર ભાઇ, બીજી ચાર ખાંણ અમે ઉપાવસું,
અને તે માંએ સરવે જીવુને આપસું અવતાર;
આ તે ચાર ખાંણુના નામ તમે સાંભલો,
અને સતગુરજી તેનું તમને કહું વીચારરે. ૨૯૩

તો મુનીવર ભાઈ, સીતેજ, જરેજ, ઇંડેજ, ઉદભોજ કહીએ,
અને એ ભાઈ એ ચાર ખાંણના નામજ સાર;
ત્યાં એક એક ખાણમાંએ અવતાર આપસું,
અને ભાઈ તે એકવીસ લાખ અવતારરે. ૨૯૪
તો મુ. ભાઇ, ત્યાં ચોરાસી લાખ અવતાર એક એક જીવને આપસું,
અને તે માંએ માણસના ચોરાસી અવતાર;
તે માંએ એક લાખ અવતાર તે તો પાંમર જીવના,
અને તે કેડે તે એક માનખો અવતારરે. ૨૯૫
તો મુ. ભાઇ, તે એક અવતાર માનખા માંએ જે જીવ ચેતસે તે જીતસે,
અને તેને આવશે પાછો ઉતમ અવતાર;
તે જીવ લખ ચોરાસીના અવતારથી છુટસે,
ભાઇ એમ બોલીઆ તે આપે સીરજણહારરે. ૨૯૬
તો મુનીવર ભાઈ, તે માંહે તમને ને અમને જે જીવ ઓળખસે,
અને ભાઈ આપણી વાણીનું કરસે વીચાર;
તે જીવને સંસાર તે થાસે સોહેલું,
અને વલી લેખો દેતાં તે થાસે સોહેલું અપારરે. ૨૯૭
તો મુનીવર ભાઇ, તે લેખો લેવા સારૂં માહાધન મંઠાવસું,
અને સાચ જુઠનું તે કરસું નીસતાર;
આ ધરમ પાપનાં તે પાડસું પટુંતરા,
એમ બોલીઆ તે આપે સીરજણહારરે. ૨૯૮
તો મુનીવર ભાઈ, તે જો સાચ જુઠનું હીસાબ નહી કરીજીએ,
અને તો દુનીઆ માંહે સઉ કોઇ ચાલસે આપ મતે સંસાર;
તે જીવ જેવું તેને તેવું કરી દેખાડસું,
તારે સેસ્ટ તે આપણને જાણે કીરતારરે. ૨૯૯
તો મુ. ભાઈ, તારે અરધ લાખ વરસનો એક દીન કરી થાપસું,
અને તીયાં સાચ જુઠનો તે કરસું નીસતાર;
તીયાં ગુનેહગાર જીવને તો બાળસું તાપમાં,
અને તીયાં સતી જીવુને તે સોહેલું અપારરે. ૩૦૦
તો મુ. ભાઈ, તે ગુનેહગાર જીવુને કાજે અમે દોઝક ઉપાવસું,
અને તે જીવુને તીયાં કરાવસું ઠાર;
આ જે જીવ અમને ને તમને નહી ઓળખસે,
અને ભાઇ તે જીવુંને બીજી દેવરાવસું મારરે. ૩૦૧

તો મુ. ભાઈ, તે જીવુને માહાધન માંહે માર દેવરાવસું,
અને જે કોઇ હસે ગુનેહગાર;
તે તો અરધ લાખ વરસ આજાર ભોગવસે,
અને ભાઇ પછી જાસે તે દોઝકને દરબારરે. ૩૦૨
તો મુનીવર ભાઈ, તે દોઝક માંએ સાપ વીછુ અતી ઘણાં,
અને તે દોઝક માંએ થાશે તેનુ ઠાર;
તીયાં ગુનેહગાર જીવ બહુ પુકારસે,
ભાઇ તેને સાપ વીછુ તે કરસે બહુ આજારરે. ૩૦૩
તો મુનીવર ભાઈ, તે માંએ સાપ વીછુ મોટા સીરજસું,
અને તે માંએ વીછુનું તે ઉંટ જેવો કરસું આકાર;
તેને હવાલે ગુનેહગાર જીવુને લેઈ સોંપસું,
ભાઇ તે દેસે તે દુઃખ બહુ અપારરે. ૩૦૪
તો મુનીવર ભાઇ, તે વીછુ દુઃખ દેતો હસે દીલ માંહે;
અને વલી તીયાં નાગ તો નીસરસે તેણીજ વાર,
તેતો મોંઢું ઉઘાડીને કરડસે,
અને ભાઈ તેના બહુ મોટો તે આકારરે. ૩૦૫
તો મુ. ભાઇ, એ તો સરવે નાગ વીછુ ગુનેહગાર સારૂ પેદા કરસું,
અને દોઝક માંહે બીજી તે કરસું અગની અપાર;
તે અગનનું તાપ તેજ અતી ઘણું થાસે,
અને ભાઈ તે માંહે બળસે તે ગુનેહગારરે. ૩૦૬
તો મુ. ભાઇ, તેણે આજારે કરી ગુનેહગાર જીવ બહુ પુકારસે,
ભાઈ તેના આજારનું નહી આવે પાર;
એવું સતગુર ભરમાજી સહી કરી માનજો,
એમ બોલીઆ તે વીશનું સીરજણહારરે. ૩૦૭
તો મુનીવર ભાઈ, સતી જીવને કાજે સીરજસું,
અને સાતમો સરગ અમરાપુરી ઠામ;
તે જે જીવ અમને તમને ઓળખસે,
ભાઈ તેના જીવને નહી થાસે આજારરે. ૩૦૮
તો મુનીવર ભાઈ, સાતમા સરગ અમરાપુરી માંએ તે વસે,
આ જેનું ગુરનર ઉપર અતી પીઆર;
તે તો હુરે કસર મેવા માણસે,
અને એ ભાઇ નીતોનીત તે કરસે આપણા દીદારરે. ૩૦૯

તો મુનીવર ભાઇ, તે અનત મેવા હસે તે મોહોલમાં,
અને તીયાં સતી જીવ તે કરસે લીણા અપાર;
એવા બેહેસ્ત દોઝક તે તમારા નુર માંએથી પેદા કરસું,
એમ સતગુરજીને તે કહીઓ વીશનું સીરજણહારરે. ૩૧૦
તો મુનીવર ભાઇ, હવે જાઓ સતગુરજી તમારે થાનકે,
અને એ ભાઈ તમને સંભલાવીઓ તે સરવે વીચાર;
આ જાઇ જુગમાં તમે વાણી કરજો,
અને એ ભાઈ તમારો ને અમારો તે રૂપ એકજ સારરે. ૩૧૧
તો મુ. ભાઇ, તારે સતગુર ભરમાજી તે સામીજીને પાએ પડીયા,
અને સતગુરજીએ વીનતી તે કીધી અપાર;
સામીજી સરવ જીવુંનાં તરણ તારણ તમે,
અને એ ભાઇ અમે છઇએ બંદા ગુનેહગારરે. ૩૧૨
તો મુનીવર ભાઈ, તે સરવ જીવુંના પ્રતીપાળ તમે છો.
અને અમારો તે તમ કીરતાર આગલ સીયો છે ભાર;
તે તમ કીરપાએ અમ વાણી કરસું જુગ માંએ,
અને તીયાં થાજો વારે તમે વીશનું દાતારરે. ૩૧૩
તો મુ. ભાઈ, તારે સતગુર ભરમાજીને સેંસો ટાળવા સારૂ કળા દેખાડી,
અને દેખાડી તે વીશનું અપરમ અપાર;
તારે પોતાનાં દીલ માંએથી મેલ ઉતારી કરી,
ભાઇ તે માંએથી એક કળસ કીધો તેણીજ વારરે. ૩૧૪
તો મુ. ભાઇ, તેતો કળસ લઇ દીધો સતગુર ભરમાજીનાં હાથમાં,
અને તેનું સંભલાવીઓ તે સરવે વીચાર;
આ કળસ આપુછું સતગુરજી તમને,
ભાઇ તેની પુજા તે કરજો સારરે. ૩૧૫
તો મુનીવર ભાઈ, તીયાં કળસ માંએ અમીનું પાણી નાંખજો,
અને તેનું પાવળ કાઢી કરજો તઈયાર;
તીયાં સરવે જીવુંને તે પાવળ આપજો,
અને તીયાં મલસે તે સરવે સંસારરે. ૩૧૬
તો મુનીવર ભાઇ, તે કળસ તીયાં પાટે માંડી કરી,
તે માંએ ફરમાને તે પાણી નાંખજો સાર;
તેનું તે પાવળ સરવે જીવુને આપજો,
અને ભાઈ તેથી ગત સઉ ઉતરસે પારરે. ૩૧૭

તો મુનીવર ભાઇ, તે જે જીવ એ પાવલ પીસે સતસું,
અને વલી પાલસે ધરમ આચાર;
તેના જીવ તો સહી મુગતી પામસે,
ભાઈ એમ બોલીઆ તે આપે વીશનું સીરજણહારરે. ૩૧૮
તો મુ. ભાઈ, એ કલસ અમે અમારા નુર માંએથી નીપાવીઓ,
તેતો લઈ દીધો છે સતગુરજી તમારા હાથ મીંજાર;
તે માંએથી પાવલ કાઢી સરવેને પીવડાવજો,
ભાઇ એ નીશાની છે અમારી સારરે. ૩૧૯
તો મુ. ભાઈ, એ નીશાનીએ સતી જીવ અમને તમને ઓલખસે,
અને ત્યાં અમારા મુખની વાણીનું સંભલાવજો વીચાર;
તે માંએ જે જીવ સત કરી માનસે,
તે જીવ જાસે તે સરગ દુઆરરે. ૩૨૦
તો મુનીવર ભાઇ, તારે સામીજીએ તે દયા આણી મન માંહે,
અને ભાઇ પએલાં સીરજીઆ કલપ ચાર;
ત્યાં અનત કલપ અનત જુગ આગે વહી ગયા,
ભાઇ તેની રચનાનો નહી કોઇ પારરે. ૩૨૧
તો મુનીવર ભાઈ, ચાર કલપ સામીજીએ સીરજી કરી,
અને તેનાં નામનું તે સંભલાવીયો વીચાર;
તે સતગુર ભરમાજી તમે સાંભલો,
કલપ એક એક માંહે તે ચાર ચાર જુગનું વીસતારરે. ૩૨૨
તો મુનીવર ભાઇ, તે પએલા કલપ તો જાએલા કહીએ,
અને બીજા કલપ તેતો ફાએલા સાર;
અને ત્રીજા કલપ તેતો અરજા કહીએ,
અને ભાઈ ચોથા કલપ તેતો ખલીફા સારરે. ૩૨૩
તો મુનીવર ભાઇ, તારે શ્રી સામીજી તે મુખ માંહેથી બોલીઆ,
અને તમે સાંભલો સતગુર ભરમાજી કહુ વીચાર;
અમે તમારા નુર માંએથી સરવે રચના કરી,
ભાઈ તેનું તમને કરીઆ છે સરદારરે. ૩૨૪
તો મુનીવર ભાઈ, તારે ચંદા સુરજ તે હતા નહી,
અને અંજવાલો હતો તે વેદનું સાર;
આ ચાંદા સુરજ સામીજીએ સીરજીયા,
ભાઈ વાણ ચાર કીધી તેણીજ વારરે. ૩૨૫

તો મુ. ભાઈ, તારે સાત સાએર નદીઉ નવસો નવાણું સીરજીઆ,
અને કીધી તે વનસ્પતી ભાર અઢાર;
એ સરવે સતગુર ભરમાજીના નુર માંએથી સીરજીઆ,
અને તારાનું તેજ કીધો તેણીજ વારરે. ૩૨૬
તો મુ. ભાઇ, તે નવ લાખ જાત તારાનું તેજ પએદા કરીઓ,
અને ભાઇ તેનું બોજ ઘણું અપાર;
આ તેને ત્રીજે આસમાનને સામીજીએ રાખીઆ,
ભાઇ તેના તેજ તણું નહી પારરે. ૩૨૭
તો મુનીવર ભાઈ, એ રચનાં સરવે સામીજીએ પોતે કરી,
અને ભાઇ બાર મેઘ કરેઆ છે તેણીજ વાર;
તેતો સરવે રચનાં સામીજીએ સતગુર ભરમાજીને દેખાડીઆ,
પેદા કીધા સતાવીસ નખત્ર, બાર માસ, પંદર તીથી તેણીજવારરે. ૩૨૮
તો મુનીવર ભાઇ, આઠ નરગ તીયાં સામીજીએ સીરજીઆ,
ભાઈ તે માંએ મોટા તે કુંભી નરગ સાર;
તારે સતગુર ભરમાજીએ સામીજીને પુછીઆ,
એ સામીજી કહુ એક વીનતી સારરે. ૩૨૯
તો મુ. ભાઇ, એ સાત નરગ તે જે સામીજી તમે સીરજીઆ,
અને આઠમું નરગ એથી કેમ કીધો ધાર;
તેને કુંભી નરગ કેમ ઠેરાવીઓ,
અને તેનું સામીજી કહો વીચારરે. ૩૩૦
તો મુનીવર ભાઇ, આઠ નરગ જે સામીજીએ સીરજીઆ,
અને તે માંએ અમે નહી સમજીઆ લગાર;
એતો શીઆ માટે સામીજી સીરજીઆ,
આ તેનું અમને થાએછે સેંસો અપારરે. ૩૩૧
તો મુ. ભાઇ, તારે સતગુર ભરમાજી પ્રીતે શ્રી સામીજી બોલીયા,
અને સાંભલો સતગુર ભરમાજી તેનું કહું વીચાર;
આ આઠ નરગ જે સતગુરજી અમે સીરજીઆ,
ભાઈ તે માંએ આવસે તે બંદા ગુનેહગારરે. ૩૩૨
તો મુનીવર ભાઈ, તારે સતગુર ભરમાજી વલી પુછીઆ,
તમે સાંભલો શ્રી વીશનું પરવરદીગાર;
એ સામીજી સાત નરગ સામટા કર્યા,
અને આઠમું કુંભી નરગ તે કેમ કાઢીઓ બહારરે. ૩૩૩

તો મુ. ભાઈ, સામીજી નરગ સાત માંહે ગુનેહગાર જીવ સમાસે નહી,
અને વલી આઠમા કુંભી નરગનું તમે કીધો આકાર;
સામીજી તેનું સેંસો થાએ છે ઘણું,
અને તે સેંસો ટાલો અપરમ અપારરે. ૩૩૪
તો મુનીવર ભાઇ, તારે વીશનું વર દાતારજી બોલીઆ,
અને તમે સાંભલો સતગુર ભરમાજી સાર;
એ ગાફલ દુનીઆ ગુનેહગાર તે સાત નરગનાં,
જેના રીદાહ માંએ નહી ધરમ આચારરે. ૩૩૫
તો મુ. ભાઇ, જે આલ પંપાલ બોલતા દુનીયા વીલંબ નહી કરે,
અને ભાઇ નીંદા જુઠસું રાખસે વેવાર;
જે પર-સ્ત્રીસું પ્રીત રાખસે દુનીઆ માંહે,
ભાઈ તે જીવ આવસે ને એ સાત નરગ મીંજારરે. ૩૩૬
તો મુ ભાઈ, તમને અમને જે જીવ નહી ઓળખસે દુનીયા માંહે,
અને વલી જાણી અજાણી વાત કરસે દુનીઆ મીંજાર;
અણ વિચાર આ પારકું પોતાનું ઓળખી નહી ચાલસે,
સતગુરજી તે આવસે એ નરગને દુઆરરે. ૩૩૭
તો મુનીવર ભાઇ, જે ગીબત કરસે પારકી દુનીઆમાં,
અને સતગુરજી વલી કુડા ચડાવસે આળ;
તે મોઢાં માંએથી સુફલ વચન કાઢસે નહી,
તે તો સતગુરજી આવસે એ સાત નરગ મીંજારરે. ૩૩૮
તો મુનીવર ભાઇ, જે જીવ કુટુંબ પરીવારને ભુંડો માનસે,
અને આપણા ગુરનરનું ત્રાસ નવ આણસે લગાર;
આ ધરમ પોતાનું મેલી બીજે જાસે,
તે સતગુરજી આવસે એણે નરગને દુઆરરે. ૩૩૯
તો મુનીવર ભાઇ, આ જેના રીદા માંહે દયા નવ આવસે,
અને કેની ધાસ રેસ નવ ખમસે લગાર;
આ દુબળા દેખી દયા નવ આણસે,
એ સતગુરજી તે જીવ આવસે એ સાત નરગ મીંજારરે. ૩૪૦
તો મુનીવર ભાઇ, બાજી દઇને જે પારકું ધન જે હરે,
જે આપણા ગુર મુખી ઉપરે તે કરે કરોધ અપાર;
ગત ધરમ માંહે આવીને ભંગ કરે,
તે તો સતગુરજી આવસે એણે નરગને ઠારરે. ૩૪૧

તો મુ. ભાઈ, આપણા ગુરનરને ધરમ દેતાં ઓછું આણસે,
અને મન માંહે તે આણસે રોશ અપાર;
ધરમ થાને આવીઆનું જે આળસ કરસે,
સતગુરજી તે કારણે કીધા છે એ નરગનાં ઠારરે. ૩૪૨
તો મુ. ભાઇ, ધરમ થાને આવીને જે વાતું પારકીઉ પોતાનીઉ કરે,
અપ પરપંચ નવ મુકે લગાર;
તે જીવનાં તે અધરમ પાધરા,
સતગુરજી તેને નહી મટે ભવો ભવનું જંજાળરે. ૩૪૩
તો મુનીવર ભાઈ, માણસ જનમ માથે એટલું,
અને જે કોય હોસે દુનીઆ માંએ અવતાર;
આ બાર વરસ કેડે સઉ ઉપરે,
સતગુરજી ઇબાદત બંદગીનું ફરજજ સારરે. ૩૪૪
તો મુનીવર ભાઇ, તીયાં હીંદુ મુસલમાન સઉ ઉપરે,
સતગુરજી સઉને માથે છે ભાર;
તે માંએ જે જીવ ચુકસે,
સતગુરજી તે જીવ આવસે એ સાત નરગ મીંજારરે. ૩૪૫
તો મુનીવર ભાઈ, તમને સેસ્ટ ગુર કરી સીરજીઆ,
તે સતગુરજી તમે સઉને કેહેજો સંભાર;
તે સતગુરજી તમે તમારા માથેથી ભાર ઉતારજો,
અને પછી પોતે જાણે ગેમારરે. ૩૪૬
તો મુનીવર ભાઈ, આપણા નરનાં વચન નહી માનસે,
અને દુનીઆ માંએ ગાફલ થાસે ગેમાર;
તે જીવ બીજે ઠામે કીઆં જાસે નહી,
સતગુરજી તે જીવુને એ સાત નરગ માંએ ઠારરે. ૩૪૭
તો મુનીવર ભાઇ, તારે સતગુર ભરમાજીએ પુછીઆ,
અને વીનતી તે કરી અપાર;
તે સાત નરગ માંએ ગુનેહગાર જીવ જાસે,
અને સામીજી આઠમાં કુંભી નરગનું તે કહો વીચારરે. ૩૪૮
તો મુ. ભાઇ, તે આઠમાં કુંભી નરગ માંએ તે કોણ જીવ આવસે,
એ સામીજી તે સીઆ માટે કીધો છે એ ઠાર;
સતગુરજી એ કુંભી નરગ માંએ પણ કઇક જીવ આવસે,
સતગુરજી તેનું તે સાંભલો વીચારરે. ૩૪૯

તો મુ. ભાઈ, જે ગીનાની પીંડત જુગ માંએ કાહાવસે,
અને જે આપ બુધીએ ચાલસે અપાર,
અને અમારા તમારા વચન ઉથાપસે,
સતગુરજી તેતો આવશે કુંભી નરગ મીંજારરે. ૩૫૦
તો મુ. ભાઈ, તેતો પોતાની બુધીએ બાંધીને વાણી ચલાવસે,
અને આપણા ગુરનરના વાએક ઉથાપસે સાર;
તે પોતાને મને કીરતાર થઇ બેસસે,
એ સતગુરજી તેતો આવસે એ કુંભી નરગ મીંજારરે. ૩૫૧
તો મુનીવર ભાઈ, તે તો પોતાની વાણી ચલાવસે જુગ માંએ,
અને આપણા ગુરનરની વાણી ઉપર નહી રાખસે ઈતબાર;
પોતાની વાણી ઉપર સંસારને ધુતસે,
અને આપણે મને તે આણસે અહંકારરે. ૩૫૨
તો મુ. ભાઈ, તેતો પોતાને મને આણસે જે અમે મોટા થયા,
જે અમારી વાણીનું નહી કોય પાર;
તેણે કરી તેનો અહંકાર વાધસે,
અને તેને લોક વખાણસે તે બહુ અપારરે. ૩૫૩
તો મુનીવર ભાઈ, તેને સઉ કોઇ આવીને પાયે પડસે,
અને ગાફલ દુનીયાં તે ઘણું આણસે ઇતબાર;
તીયાં સઉ આવી તેની પુજા કરસે,
તેતો પાપ પુનનુ તે નહી કરસે વીચારરે. ૩૫૪
તો મુનીવર ભાઇ, તીયાં અંધા ન જાણસે એટલું,
અને જે કીયાં સતગુરજીનું પરીવાર;
આ જેની સેવા માંએ અમે આવીઆ છઇએ,
અને તેતો ગાફલ દુનીયાં નહી કરસે ગીનાનનું વીચારરે. ૩૫૫
તો મુનીવર ભાઇ, તેતો પેટ કારણ કરસે એટલું,
અને સરવે લોકુંની સેવા તે લેસે પોતા માથે સાર;
તે પોતે પંડીત થઇને બેસસે,
અને નહી ઓળખસે તે ગુરનરના અવતારરે. ૩૫૬
તો મુનીવર ભાઇ, તેતો ગાફલ લોકું આગલ વાણી કરે,
અને વધાવસે તે પોતાનું ઈતબાર;
તે માંએ અંધા લોક નહી જાણસે એટલું,
અને જે સીરજણહાર છે કોઈ બીજો કીરતારરે. ૩૫૭

તો મુનીવર ભાઈ, તે જુઠો બોલીને મીઠો થાસે,
અને ધુતસે તે સરવે સંસાર;
તેતો એક પોતાનાં પેટને કારણે,
અને તે પોતા માથે લીએ છે એટલો ભારરે. ૩૫૮
તો મુનીવર ભાઈ, જે પોતે મોટો થઇ બેસસે દુનીઆ માંએ,
અને બીજાની વતી એનું લીએ છે માથે ભાર;
તેતો કુંભી નરગ માંએ આવસે,
સતગુરજી ગીનાની પીંડતનું એ છે વીચારરે. ૩૫૯
તો મુનીવર ભાઇ, સેષ્ટ ગુરજી તમે છો,
અને બીજા ગુર તે જે થાસે તમારો પરીવાર;
તે પંખે જે બીજા ગુર કહાવસે,
સતગુરજી તેતો આવસે કુંભી નરગને દુઆરરે. ૩૬૦
તો મુ. ભાઈ, તેતો તમારી આલનું તે તમ માંએ અવતરસે,
તેતો દુનીઆ માંએ થાએસે ગુર અવતાર;
તમારી આલ વીનેઆ જે ગુર કહાવસે,
સતગુરજી તેનું તો ભઠ પડયો અવતારરે. ૩૬૧
તો મુનીવર ભાઈ, અમે આદ ઉણીઆદેથી મોટપ આપી તમને,
અને સરવ શ્રેષ્ટ ઉપરે તમને કરીઆ સરદાર;
આ તે ગુર મેલી જે બીજા ગુરની સેવા કરસે,
સતગુરજી તેનો આઠમાં કુંભી નરગ માંહે અવતારરે. ૩૬૨
તો મુનીવર ભાઈ, અમે ફરમાવીઉં તેતો નહી કરે,
અને ચાલસે તે પોતાને મનને આચાર;
તેને તે સતગુરજી અમે કેમ મેલીએ,
અને તેને નાંખસું તે કુંભી નરગ મીંજારરે. ૩૬૩
તો મુનીવર ભાઈ, બીજા જે જાણતા ને અજાણ થાએસે,
અને જાણસે તે સઉ વેદ વીચાર;
તેતો બાહારે ચતુર નર કાહાવસે,
સતગુરજી તે પણ આવસે આઠમા કુંભી નરગ મીંજારરે. ૩૬૪
તો મુનીવર ભાઈ તેતો બાહારે ચતુર નર કાહાવસે,
અને ધરમે ચાલે તે ગફલતે આચાર;
તે ચારે ચરબટે જીવ ચલાવસે,
સતગુરજી તેનું આંપણા સાથે નહી વેવારરે. ૩૬૫

તો મુનીવર ભાઇ, જે દેખતા અદેખાઈ કરે મન માંએ,
અને બીજા માત્રને હાંણુ કરતા ન કરે વાર;
સતગુરજી તેને આપણે પોતાનું નહી કરીએ,
એ સતગુરજી તેતો આવશે કુંભી નરગ મીંજારરે. ૩૬૬
તો મુનીવર ભાઈ, તેતો પોતાની અકલ ચલાવસે ઘણી,
અને બીજા સઉને તે જાણસે ગેમાર;
તે આપ બુધિએ અરથ ઉઠાડસે,
સતગુરજી તેને મને ઉપજસે જે હું સઉને ધુતુંછું સારરે. ૩૬૭
તો મુનીવર ભાઇ, તેતો ચતુરાઇ દેખાડસે સંસારને,
અને પોતાને અંતરે ખોટો નીરધાર;
તે ખાસે ધન પારકું બાજી દઇ,
સતગુરજી તે નહી જાણસે સીરજણહારરે. ૩૬૮
તો મુનીવર ભાઈ, તે અંતરે ભુંડા કામ કરસે સંસારમાં,
બાહારે ચતુરાઈનું રાખસે વેવાર;
તે મુખેથી મીઠી વાણી બોલસે,
સતગુરજી તેને જાણજો ધુતારો સારરે. ૩૬૯
તો મુનીવર ભાઇ, તેતો દુનીઆ માંએ ચાલે દો રંગે,
અને તેનું મન થર નહી લગાર;
આ રહે ઇમાન સાબત તેનું નહી,
સતગુરજી તેતો આવસે કુંભી નરગ મીંજારરે. ૩૭૦
તો મુનીવર ભાઈ, વલી બીજા તો ઘરઢેરા થાએસે,
અને તે નહી કરસે હક નીઆનું આચાર;
સતગુરજી તે પણ આપણે ઘેર આવસે નહી,
સતગુરજી તેનું પણ કુંભી નરગ માંહે ઠારરે. ૩૭૧
તો મુનીવર ભાઇ, તેતો ગતમાંએ બેસી વાંકા ચાલસે,
અને તે લાંચું ખાઇને બગાડસે ધરમ સતપંથનું આચાર;
તેને માથે દુનીઆ માંહે મુસીબતું ઉતારસું,
સતગુરજી અંતે તેને તો નહી કોઈ રાખણહારરે. ૩૭૨
તો મુ. ભાઇ, તેનું તો હાલ માલ સરવે જાસે સંસારનું,
અને ઘટે તે પુત્ર ને પરીવાર;
તેને દીન કીયામતનું ઘણું દોયલો થાસે,
સતગુરજી અંતે જાસે કુંભી નરગ મીંજારરે. ૩૭૩

તો મુનીવર ભાઇ, તે તો ગુરની ગતનું કામ નહી કરે,
અને જુઠા ખાવા ઉપર રાખસે અતી પીયાર;
તે ગત સઘલીને આવે દુખાવતો,
સતગુરજી તેને મનીસ નહી કહીએ તે તો ચોરને આચારરે. ૩૭૪
તો મુનીવર ભાઇ, ઈયાં ગત સઘલી બીએ તેથી જાણતા,
તેને નહી આવે તે ધરમ મારગનું વીચાર;
તેને કદી ન કહીએ ધરમી આતમા,
સતગુરજી તે તો પાપ તણું પરીવારરે. ૩૭૫
તો મુનીવર ભાઈ, તેતો વાણી સરવેને સતની કહે.
અને પોતે કદી ન ચાલે સત વાણીએ વીચાર;
તેને ઉંધે મુસતક લઇ ટંગાવસું,
સતગુરજી તેનું મુખ દીઠે થાએ પીરાછત અપારરે. ૩૭૬
તો મુનીવર ભાઈ, તેતો સઉને દીઠો નહી ગમે,
અને જેનું અખાજનું છે આહાર;
આ વીઆજ અખાજ, તંબાકુ, સરાબ તે તો ખાસે ઘણી,
સતગુરજી તે તો જાસે કુંભી નરગને દુઆરરે. ૩૭૭
તો મુ. ભાઈ, ચોથા તો દુનીયાં માંએ માહાભારથી કહાવસે,
અને તીયાં આવી મલે તે સભા અપાર;
તે તો સભા માંએ બહુ વાતું કરસે મુખથી,
અને અંતરે સાચો નહી લગારરે. ૩૭૮
તો મુનીવર ભાઈ, તે મુખથી મીઠી વાણી કરે સભા માંએ,
અને અંતરનું કપટ નહી કાઢે લગાર;
તેને ગીનાન પરસ અંતરે કેમ થાએ,
સતગુરજી તે આવસે કુંભી નરગ મીંઝારરે. ૩૭૯
તો મુનીવર ભાઈ, જે વેદ વાણી સભા માંએ બહુ કરે,
અને કરસે અખર અખરનું વીવેક અરથ વીચાર;
તે બીજાને પોતાની બુધીએ કરી પરછાવસે,
સતગુરજી તે પોતાને તરસ નહી આવસે લગારરે. ૩૮૦
તો મુનીવર ભાઈ, જુઠી કરણીએથી કાંઇ નહી વલે,
અને રેહેણીથી પામીએ પાર;
જે જુઠી કરણી કરી મોટા થાસે,
સતગુરજી તેતો આવસે કુંભી નરગને દુઆરરે. ૩૮૧

તો મુનીવર ભાઈ, જે પોતાને મોટા કહાવસે દુનીઆ માંએ,
અને પોતાને લાલચે ગાસે વેદજ સાર;
તેતો કુંભી નરગ માંહે આવશે,
સતગુરજી તેનુ બીજે કીયાં નહી ઠારરે. ૩૮૨
તો મુનીવર ભાઇ, જે પોતે પેર ગીનાનની જાણસે નહી,
બીજી દુનીઆને દીએ સીખ અપાર;
તેતો કુંભી નરગ માંએ આવશે,
સતગુરજી જેને સંદેહ નહી આવસે એ વીચારરે. ૩૮૩
તો મુનીવર ભાઈ, જે ગલા માંએ મોટી માલા પહેરી કરી,
અને વેદ આગલે તે કુદસે અપાર;
તે પારકું દામ લેવા સારૂ છંદ દુનીઆ માંએ કરસે,
સતગુરજી તેને મને તે મકર મોટું અપારરે. ૩૮૪
તો મુનીવર ભાઇ, જેનાં મનનું મકર નહી મટે,
અને તેને વેદના વચન ઉપર નહી પીયાર;
તેતો કુંભી નરગ માંહે આવશે,
સતગુરજી તેને તો નહી મટસે જંજાળરે. ૩૮૫
તો મુનીવર ભાઇ, પાંચમા તે જીવ કુંભી નરગ માંહે આવશે,
અને જે પોતાના પંથ ચલાવસે દુનીઆં મીંજાર;
અમ તમે કેમ ખોટા છઇએ,
જેથી દુનીઆં કરે પોતાનું અખતીયારરે. ૩૮૬
તો મુનીવર ભાઈ, પંથા પંથ માંહે આપણે બે જણા,
સતગુરજી આપણ વીના નહી ચાલે સંસાર;
તે આપણને હાજર કરી માનસે નહી,
[illegible] અલાવે તે પોતાની બુધ દુનીયા મીંજારરે. ૩૮૭
તો મુનીવર ભાઈ, તમે સતગુરજી દુનીયાંને પોતે જાઈ બોધસો,
અ[illegible] વેદનાં વચન છે તે અમારો આકાર;
ત[illegible] સતગુર ભરમાજી અમારા વેદનાં વચન ઉપર ઇતબાર નહી,
સતગુરજી વળી પોતે થાસે કીરતારરે. ૩૮૮
તો મુનીવર ભાઈ, તેનાં માથે એવડી સું પડી છે સંસારમાં,
અને જે એવડો પોતા માથે લીએ છે ભાર;
તમે સતગુર ભીરમાજીને બોધ્યાનું ફરમાન છે,
સતગુરજી જેનું અમ સીરજણહારસું વેવારરે. ૩૮૯

તો મુનીવર ભાઈ, તમે સતગુરજી ને અમે એક છઇએ,
તે માંએ અંતરો નહી લગાર;
બીજો સંસાર તો પામર જીવ છે,
સતગુરજી તેતો તમારી સફાએતનાં ઉમેદવારરે. ૩૯૦
તો મુનીવર ભાઈ, એ સતગુરજી અમે ઓટપ આપી તમને,
જારે તમારી આદ ઉણીઆદથી સેવા દીઠી અપાર;
તારે સતગુરજી તમને અમે અમારા નુર માંએથી સીરજીઆ,
અને તીયાં તમારી આલનું જનમો જનમ ઉતમ કુલ
મધે આવસે અવતારરે. ૩૯૧
તો મુનીવર ભાઇ, તેને સંસાર મધે સતગુર કરી થાપસું,
તેતો સરવે સંસારને બોધસે અપાર;
તે પરબોધનું ફરમાન તમારી આલને અમે આપીઓ.
સતગુરજી તમારી આદ ઉણીઆદની સેવા જાણી અપારરે. ૩૯૨
તો મુનીવર ભાઇ, તે તમારી આલમાંએ કંઇક એવા થાસે,
જેથી અનેક અનેક જીવુંનાં થાસે ઓધાર;
તેતો કંઇક પામર જીવને ધરમ મારગ દેખાડસે,
સેવા વતાવસે તે ગુરનરની અપારરે. ૩૯૩
તો મુનીવર ભાઈ, તીયાં સેવા કરતા જે જીવ દુલસે,
અને પડસે તે બીજે પાખંડ મીંજાર;
તે તો જાઇ પોતાનું પરબોધ ચલાવશે,
સતગુરજી તે તો આવસે કુંભી નરગ મીંજારરે. ૩૯૪
તો મુનીવર ભાઈ, છઠમા તે જીવ કુંભી નરગ માંએ આવશે,
અને જે હાકમ થઇ હુકમ ચલાવશે દુનીઆં મીંજાર;
તેને ધરમ મારગ સુજે નહી રહાહા માંહે,
તે તો આહંકારી કેના ઉપર રેહેમ નવ આણસે લગારરે. ૩૯૫
તો મુનીવર ભાઈ, ત્યાં આહંકારીને બીજી ઉતપુતી સુજસે નહી,
અને તેતો જાલમને તે સુજશે જુલમ આચાર;
આ તેતો પોતાના લોભ સારૂ સંસારને સતાવસે ઘણું,
સતગુરજી તેનો એ કુંભી નરગ વીના બીજો નહી ઠારરે. ૩૯૬
તો મુનીવર ભાઈ, કુંભી નરગ માંએ તે જીવ આવસે,
તીયાં તો દુખ તણું નહી પાર;
તે માંએ સાપ વીછુ તે અતી ઘણાં,
સતગુરજી બીજી આવશે અગનની ઝાળરે. ૩૯૭

તો મુનીવર ભાઇ, તીયાં ઉટુને આકારે વીછુ સીરજીઆ,
અને સતગુરજી તીયાં સરપનું નહી કાંઈ આકાર;
તે તો દંખ દેશે તેના દીલમાં,
સતગુરજી તારે માંસ ને લોહીની તે વેહસે ધારરે. ૩૯૮
તો મુનીવર ભાઇ, તીયાં લોહી માંસનું તે થાસે રગત ઘણું,
તે માંએ ઉંધે મુસતક મેલસે તેણીજ વાર;
તારે નરગને તલેથી અગન ઉઠસે,
સતગુરજી તેનું તાપ તીયાં થાશે અપારરે. ૩૯૯
તો મુ. ભાઇ, આજે બીજું અગન જે દુનીઆં માંએ પરવરસે,
અને તેતો અગન પાણી માંએથી નીસર્યો છે બોહોતેર વાર;
આ તે અગનને અણાબાર છે રાખીઓ,
સતગુરજી તે રાખીયું છે કુંભી નરગ મીંજારરે. ૪
તો મુનીવર ભાઇ, તે બીજા સાત નરગમાંએ એ અગન નથી,
એ અગન રાખીઓ છે કુંભી નરગ મીંજાર;
આ બીજો અગન તેતો બોંતેર વાર પાણી માંયેથી ઝોલી નીસર્યો છે,
સતગુરજી એ અગનને તેનેથી કાઢીઓ બાહારરે. ૪૦૧
તો મુ. ભાઈ, જે જીવ દુનીયા માંએ હાકમ થઇને હુકમ ચલાવશે.
અને તે જીવનું તો કુંભી નરગ માએ આવશે અવતાર;
તે જીવને ઉંધે મુસતક નાંખીને રગત પીરાવસે.
સતગુરજી વલી તેને ફીરસતા ઘણી દેસે મારરે. ૪૦૨
તો મુનીવર ભાઈ, તે જીવ તીયાં ઘણીઉં ફીરીઆદું કરશે.
અને તેને નહી કોઈ છોડાવણહાર;
જે જીવ જાલમ થઇને જુલમ દુનીયા માંએ કરશે,
સતગુરજી તેનું તો કુંભી નરગ માંએ અવતારરે. ૪૦૩
તો મુ. ભાઇ, સાતમા તે જીવ કુંભી નરગ માંએ આવશે.
જે પારકી ગીબત કરશે દુનીઆં મીંજાર;
જે પારકું અવગુણ મન માંહે આંણસે,
સતગુરજી વળી તેનો સેંસો તે કરશે અપારરે. ૪૦૪
તો મુનીવર ભાઇ, તેતો પોતાનું અવગુણ જાણસે નહી,
અને પારકા અયેબ માંએ તે થાસે રાજી અપાર;
તીયાં ચોવટડે બેસી વાતું કરશે,
સતગુરજી વળી બીજાને પુછસે વારો વારરે. ૪૦૫

તો મુ. ભાઇ, તેતો જણ જણ આગલ એવીઉં વાતો કરશે,
અને આઠોઇ પહોર પરપંચસું રાખશે વેવાર;
તેને અમે તમે કીઆં રાખસું,
જેનું પરપંચનું છે આહારરે. ૪૦૬
તો મુનીવર ભાઇ, તેને ધરમ મારગ સરવે વીસારી જાસે,
અને નવ ઓલખસે તે ગુરનું અવતાર;
તે જીવ કુંભી નરગે આવશે સહી,
સતગુરજી જેનું પારકી નીંદાસું વેવારરે. ૪૦૭
તો મુનીવર ભાઇ, તે તો પારકી નીંદા કરતા જુઠો ભણે,
અને કરે આળ પંપાળ તેનું નહી રાખશે વીચાર;
આ તેણેથી વઠવેડ થાસે સંસારમાં,
સતગુરજી તેનું ગીબત કરતલ માથે ભારરે. ૪૦૮
તો મુનીવર ભાઈ, તેનું હીસાબ જારે આપણે પુછસું,
અને કીઆમતના દાહડા માંએ સહુની કરશું સંભાર;
તારે એ બધા તે થાસે ઘણાં શરમંદા,
સતગુરજી તેતો ઉપરવાડે આવશે કુંભી નરગને દુઆરરે. ૪૦૯
તો મુનીવર ભાઈ, તે તો લેશે મારગ કુંભી નરગનો,
અને પોતાના અમલનું દીલમાંએ કરશે વીચાર;
આ તેને મને એમ આવશે જે સાહેબ આગલે ખોટા પડયા,
સતગુરજી તેનું આપણા માથે નહી ભારરે. ૪૧૦
તો મુનીવર ભાઇ, આઠમા જીવ તે કુંભી નરગ માંએ આવશે,
અને જેની પરનારી સું પ્રીત અપાર;
આ તેને દુનીઆં સરવે ચોર ઠેરાવસે,
સતગુરજી તેને ગુરનર કેમ આપે દીદારરે. ૪૧૧
તો મુનીવર ભાઇ, જે જીવ પારકું હક ભાંગી કરી,
અને હરસે પીયારી નાર;
તેતો બીજે ઠામે કીઆં જાસે નહી,
સતગુરજી તેનું થાસે કુંભી નરગ માંએ ઠારરે. ૪૧૨
તો મુનીવર ભાઈ, જે પારકી નારીને મા, બેન ગણસે નહી,
અને નજરે દેખીને બોલસે આળ પંપાળ;
તેનું જનમ એળે જાસે,
સતગુરજી તેની તો કોય નહી કરશે સંભાળરે. ૪૧૩

તો મુનીવર ભાઇ, તે જીવનું ગુરનર પાસે કાંઇ નહી ચાલસે,
અને તેનાં પોતાનાં અકરતનું નહી પાર;
આ જે કુંભી નરગના જીવ પરથમ હસે,
સતગુરજી તેને બીજો નહી આવે વીચારરે. ૪૧૪
તો મુનીવર ભાઇ, તેનો ગુરનર ઉપર વીસવાસ નહી,
તેતો ધરમ મારગે પુરો નહી રાખે વેવાર;
આ તે તો કીઆમતને દાહડે સજા પામસે,
સતગુરજી અંતે જાસે તે કુંભી નરગ મીંજારરે. ૪૧૫
તો મુ. ભાઈ, તેણે જીવે પોતાને અરથે પારકો હક ભાંગીયો,
અને દગા કરીને હરી પારકી નાર;
તે તો એઇ જીવ કુંભી નરગ માંએ આવસે,
સતગુરજી તેનો ભીઠ પડીઓ માનખા અવતારરે. ૪૧૬
તો મુનીવર ભાઈ, એ એઇ જીવ કહીએ કુંભી નરગના,
અને એણે કાંઇ રદાહા માંહે નહી કીધો વીચાર:
તે સાહેબ આગલ સું મોઢો દેખાડસે,
જેણે સીરજીઓ છે સરવે સંસારરે. ૪૧૭
તો મુનીવર ભાઇ, તેણે તો સાહેબની બીક રાખી નહી,
અને તે દુનીયા માંએ એઇ થયા ગેમાર;
તીયાં એટલું અંધે નહી જાણીયું,
જે અમારે જાવું છે સાહેબને દરબારરે. ૪૧૮
તો મુનીવર ભાઈ, તેણે તો વાત નવ વીચારી પોતાનાં મનમાં,
અને જે સાહેબ છે તે સઉનો સીરજણહાર;
તે સાહેબ આગલ સઉની દાદ થાશે,
અને ઉંઆ જાસે તે સરવે સંસારરે. ૪૧૯
તો મુનીવર ભાઈ, તે સાહેબ હક નીયા કરશે સરવે સોંસારનો,
અને જેનો જેવો તેનો તેવો કીયામત મીંજાર;
આ તેની આગલ છીપી તે કીયાં જાસે,
તે ઘટ ઘટ છે વીઆપક સીરજણહારરે. ૪૨૦
તો મુનીવર ભાઈ, તેતો સરવથી છીપાવી વીકરમ કામ કરે,
અને પોતાને મને જાણે જે કોઇ નવ દેખે આંણી વાર;
તે અંધા ન જાણે અંતરે એટલું,
જે આપણા ઘટમાંએ બેઠા છે સીરજણહારરે. ૪૨૧

તો મુનીવર ભાઇ, તેતો અંતરે નહી જાણસે એટલું,
જે સાહેબ વીના નથી સરવે સોંસાર;
આ જે સાહેબે આ જીવ પીંઠ પેદા કરીઆ,
તે સાહેબથી ચોરી નવ ચાલશે લગારરે. ૪૨૨
તો મુનીવર ભાઇ, તેણે જીવે અજ્ઞાનપણું કરીયું એટલું,
અને આ સતગુરજી નહી ઓળખ્યો તે અંતરે સીરજણહાર;
તેણે તો સરવે ઘટ માંએ સીરજણહાર જાણીઓ નહી,
સતગુરજી નહી કીધો તે વેદની વાણીનો વીચારરે. ૪૨૩
તો મુ. ભાઇ, તે જીવે તો સતગુર સામીજીને ઓળખીયો નહી,
અને નહી સાંભળીઓ તે કુંભી નરગનું આકાર;
તેણે પોતાને મને તે જાણીયું એટલું,
જે સું કરસે સતગુર સામીજી સીરજણહારરે. ૪૨૪
તો મુનીવર ભાઇ, તેણે તો ધરમ પોતાનો ખંડત કરીઓ,
અને તેણે પોતાને હાંણ કીધી અપાર;
સતગુરજી તેને આપણે તે કેમ મુકીએ,
અને મેલીએ તે કુંભી નરગ મીંજારરે. ૪૨૫
તો મુનીવર ભાઇ, તેને માત તાત કોઈ આડો આવશે નહી,
તે જીવુંની કોઇ નહી કરસે સંભાર;
જે જીવ પુરવે તે પુન સાચા નહી,
ભાઇ તેની કુળ માંએ તે જીવ લેશે અવતારરે. ૪૨૬
તો મુનીવર ભાઈ, જે ગુરનરને પોતાના કરી જાણશે નહી,
તે જીવ પરનારીસું કરશે પીયાર;
તેને આપણો પોતાનો કરી કેમ જાણીએ,
સતગુરજી તે જીવનું તો કુંભી નરગ માંએ ઠારરે. ૪૨૭
તો મુ. ભાઈ, આ માનખા અવતાર તેતો તપસા વીના આવે નહી,
તેનું તે મુરખ મનમાંએ નવ કરે વીચાર;
તે જેવા તપ ધરમ વ્રત કીધા હશે પુરવે,
સતગુરજી તેવા થાસે દુનીયા મીંજારરે. ૪૨૮
તો મુનીવર ભાઇ, તેને તેવો દુનીયા માંએ આપસું,
અને જેવો આપણ ઉપર હસે એ જીવુંનું ભાર;
તે માંએ જે જીવ ચેતીને ચાલશે,
તેતો નહી જાસે કુંભી નરગ મીંજારરે. ૪૨૯

તો મુનીવર ભાઈ, આઠમા તે જીવ કુંભી નરગ માંહે આવશે,
જે જીવ કરશે ચોરીનું વેવાર;
તે પારકું લઈ પોતાનું કરશે,
અને બીજાને હાંણ કરતા વીલંબ ન કરશે લગારરે. ૪૨૦
તો મુનીવર ભાઈ, તે પારકું હાણ કરી પોતાને ઘેર લાવશે,
અને તે તો રદામાંહે નવ કરશે વીચાર;
જે અમે સરવે જીવ સોંસાર માંએ સરખા છઇએ,
તે માટે જો હાંણ હોએ પોતાને તો કેવું લાગે સારરે. ૪૩૧
તો મુ. ભાઈ, તે એવું વીચાર અંધા નહી આંણસે રદાહા માંએ,
તેનો તો સાહેબ ઉપર નહી ઇતબાર;
તેને અંતરે તે એટલો આવશે નહી,
જે સાહેબ છે સઉની રોજીનું પુરણહારરે. ૪૩૨
તો મુનીવર ભાઈ, તે ગાફલ અંતરે જાણસે એટલુ,
અને જે હું સરવે સંસારની માયા તે કરૂં એકજ ઠાર;
તેણે કરી ચોરી ઉપર બહુ ચીત ચલાવસે,
સતગુરજી તે પોતાની રોજી ઉપર નહી રાખશે ઈતબારરે. ૪૩૩
તો મુનીવર ભાઈ, પોતાનાં મનનું પાપ તેને બેસસે,
અને જે જીવ રોજી ઉપરાંત માંગસે આહાર;
આ તેણે કરી ચોરી કરવા ચાલસે,
સતગુરજી તે તો ખાસે દુનીયા માંએ મારરે. ૪૩૪
તો મુનીવર ભાઈ, તેતો ચોરી કરી પારકી રીધી લાવસે,
અને તેને હાંસલ નહી થાશે લગાર;
તેતો રીધી આવતા દ્રષ્ટે દેખસે,
સતગુરજી તેને જાતા ન પડસે સારરે. ૪૩૫
તો મુનીવરભાઈ, તેતો ગાફલ ભુખા નાગા રહેસે દુનીયા માંએ,
અને તે કીયામત માંએ થાસે ગુનેહગાર;
તેને તીયાં કોણ છોડાવસે,
સતગુરજી જારે માહાદન માંએ પડસે બહુ મારરે. ૪૩૬
તો મુનીવર ભાઈ, તે મારે બંદા બહુ પુકારસે,
તેની છત્રીસ જોજન માંએ પડસે પુકાર;
તેને કુંભી નરગ વીના નહી બીજું ઠામ છે,
સતગુરજી તે અંતે જાસે તે કુંભી નરગને ઠારરે. ૪૩૭

તો મુનીવર ભાઇ, તેને દુનીયા તે ચોર કરી બાંધસે,
અને તે નહી છુટસે સાહેબને દરબાર;
આંઆ દુનીયા માંહે જે એવાં કામ કરે,
સતગુરજી તેતો આવશે કુંભી નરગ મીંજારરે. ૪૩૮
તો મુનીવર ભાઇ, જારે તમને અમને નહી ઓળખીઆ,
તારે જઇ કરીયું ચોરીનુ આહાર;
તેતો પોતે કુંભી નરગ માંએ સધાવસે,
સતગુરજી તેનો આપણા માથે નહી ભારરે. ૪૩૯
તો મુનીવર ભાઈ, ચોરીનો માલ જે પોતાનાં ઘરમાંએ રાખશે,
તે માંએ નહી થાસે બરકત લગાર;
તે રીધી માલ માંએથી કાંઇ નવ ઉપજે,
સતગુરજી તે પોતે જાસે કુંભી નરગ મીંજારરે. ૪૪૦
તો મુનીવર ભાઈ, નવમા તે જીવ કુંભી નરગ માંએ આવસે,
અને જે કરસે પારકી લાંચનું આહાર;
તે તેનું હાલ માલ સરવે જાસે,
અને લાજ જાસે તે માંએ સોંસારરે. ૪૪૧
તો મુનીવર ભાઈ, તેને દુનીયા સઘળી ફીઠ ફીઠ કરે,
અને તેને તીયાં કોઇ નહી કરશે ઇતબાર;
જેને સંસાર માંએ સહુ ભુંડો વાંછસે,
સતગુરજી તેને પેહલું નહી શાહાનું દીદારરે. ૪૪૨
તો મુનીવર ભાઇ, તેની લાજ ન રહેશે પંચ માંએ,
અને ઉજલે મોઢ નહી ફીરસે સંસાર મીંજાર;
તેને પુત્ર વવરૂ તો માનસે નહી,
સતગુરજી તેને માન નહી દેસે તે ઘરની નારરે. ૪૪૩
તો મુનીવર ભાઇ, તે તો સભા માંએ કીયાં બેસી શકસે નહી,
તેતો દુનીયા માંએ ફીરસે ચોરને આચાર;
તેને દુનીયા માંએ કોઇ વંદે નહી,
સતગુરજી જે કરશે પારકી લાંચનું આહારરે. ૪૪૪
તો મુનીવર ભાઈ, તેને તો હક કમાઇ સુજે નહી,
જેણે જીવે ખાધું પારકી લાંચનું આહાર;
તેણે તો દીન દુનીયા બેઇ ગમાવીઆ,
સતગુરજી તેનું તો ભીઠ પડીયો માનખો અવતારરે. ૪૪૫

તો મુનીવર ભાઇ, તેણે માનખાનું મુલ નહી જાણીયું,
અને દુનીયા માંહે થયો ઘણો ગેમાર;
તેણે પોતાને હાથે પોતાનાં જીવને દોઝક માંએ નાંખીઓ,
સતગુરજી તેણે નહી ઓળખ્યો તે આપણા ગુરનરનાં અવતારરે. ૪૪૬
તો મુ. ભાઈ, તે ગુરનર ઓળખ્યા વીના દોઝકથી નહી છુટાએ,
અને કરીએ તે વેદના વચનનું વીચાર;
આપણે સંસારને સારા માટે સીરજીઓ,
સતગુરજી નથી સીરજીઓ હાણ માટે લગારરે. ૪૪૭
તો મુનીવર ભાઇ, તે હાણ વીરોધ છે સંસારને,
આપણને તો કાંઈ નથી લગાર;
આ સારા માંએ તો સઉને સારૂં ઉપજે,
અને નીરસા માંએ તે કલપનાં અપારરે. ૪૪૮
તો મુનીવર ભાઇ, જેણે પોતાને માથે પેદા કરીઆ,
અને વળી વેદનાં વચનનું સરવે સાંભલીઓ વીચાર;
આ માલી વાડીને સીંચતો ફરે,
સતગુરજી તેમ ફીરીએ છઈએ એવે આચારરે. ૪૪૯
તો મુનીવર ભાઇ, એમ સીંચતા સીંચતા જે જીવ સુકસે,
સતગુરજી તેની પોતાની કીરત કમાઇ સાર;
આપણે હક નીયાય સારૂ ઉપનાં,
સતગુરજી તે નહી કરીએ તો રહે આપણા માથે ભારરે. ૪૫૦
તો મુનીવર ભાઈ, તેને ડર દેખાડસું દીન કીયામતનો,
વળી તમ સતગુરજીને ફેરાવસું સરવે સંસાર માએ સાર;
તીયાં સરવ જીવુંને તમે જઈ પરબોધજો,
આપણે એવી રચનાં કરસું સંસાર માંએ આચારરે. ૪૫૧
તો મુ. ભાઇ, તે એમ કરતા જે ગાફલ થાસે દુનીયામાં,
તેનો તો બીજે કીયાં નહી થાસે ઠાર;
તે સતગુરજી તમારા અમારા કહીયાથી જે ભુલસે,
તેનો તો કુંભી નરગ માંએ થાસે અવતારરે. ૪૫૨
તો મુનીવર ભાઇ, તે અમે સરગ તેને નહી આપીએ,
પણ સતગુર ભીરમા તે છે પાક જીવોનો ઠાર;
તે માંએ ગુનેહગાર જીવ તો પેસે નહી,
સતગુરજી ગુનાહનું મેલ છે બહુ અપારરે. ૪૫૩

તો મુનીવર ભાઇ, તે ગુનાહગારની દેહી બહુ ગંધાસે,
તેણે કરી બેહેસ્ત માંએ તે થાસે ગંધ બહુ અપાર;
તે ગંધ પાક જીવ સહી સગે નહી,
સતગુરજી તેણે કરી બેહેસ્ત દોઝકના તે કીધા જુઆ
જુઆ ઠારરે. ૪૫૪
તો મુ. ભાઇ, આ જુઠ નીંદા અખંડ કરસે તે જીવ નરગે જાસે,
અને સતી દયાવંતા ખંમેયાવંતા જીવ તે જાસે બેહેસ્ત મીંજાર;
સતી જીવે ગુનાહનો મેલ ગીનાન જલથી ધોયો,
ઓલે ગાફલે ગુનાહનો મેલ તે રાખ્યો પોતાનાં દીલ મીંજારરે. ૪૫૫
તો મુનીવર ભાઈ, આ લાંચ જે લેસે પારકી સંસારમાં,
સાંભલો સતગુરજી તેનો કહુ વીચાર;
આ તેને હરફ હરફ કરી સમજાવજો,
નહી તો આવસે તે કુંભી નરગ મીંજારરે. ૪૫૬
તો મુનીવર ભાઇ, દસમાં તે જીવ કુંભી નરગ માંહે આવસે,
જે જીવ જુઠી જીભ ચલાવસે અપાર;
અજ્ઞાની મનમાંએ એટલું નહી આણસે,
જે હું સીદને બોલુંછુ આળ પંપાળરે. ૪૫૭
તો મુનીવર ભાઇ, જે જીભ દીધી છે સાહેબના સમરણને,
આ તેને કેમ તે ચલાવીએ બીજે ઠાર;
આ એટલો હક છે સાહેબ સીરજણહારનો,
જેણે સાહેબ આ દેહી પીંડનો કીધો છે આકારરે. ૪૫૮
તો મુનીવર ભાઈ, જેણે સાહેબે તે એ કે પીંડ દેહી કરી,
અને તે માંએ કીધા તે નવ દરવાજા સાર;
તેને તે સઉ સઉને થાનકે રાખીઆ,
અને તેનાં કીધા તે જુજવા ઠારરે. ૪૫૯
તો મુનીવર ભાઈ, તે માંએ કાનને ઠેકાણે કાન કીધા,
અને માથાને ઠેકાણે કીધો માથાનો આકાર;
કાન તે સાંભળવાને કાજે સીરજીઆ,
તેનો અવાજ થાય છે માથા મીંજારરે. ૫૬૦
તો મુનીવર ભાઇ, તે માથામાં બે આંખુ લઈ ધરી,
અને તેને દેખવા દીધું તેજ અપાર;
તે આંખુસું સારૂં નીરસું દેખસે,
પણ તેથી બોલાસે નહી લગારરે. ૪૬૧

તો મુનીવર ભાઇ, તીયાં બોલવા સારૂ મુખ કરચું,
અને તે સારૂ વેદની વાણી કીધી તઇયાર;
તે વેદની વાણી મીઠી બોલીએ મુખથી,
તેથી કેમ બોલીએ આળ પંપાળરે. ૪૬૨
તો મુનીવર ભાઈ, તે મુખમાંએ જીભ હીરે ફીરે બહુ,
અને મુખ કર્યો છે જીભ રહેવાનો ઠાર;
તે એ મુખમાં એ એક વાતું કરે જીભડી,
બીજા મુખમાંએ છે ખાવા પીવાનાં નારરે. ૪૬૩
તો મુનીવર ભાઈ, તે મુખ આંખું માથા માંએ કરીયા,
અને તે વીચ નાકનો તે કીધો આકાર;
તે માથા માંએથી પાણી ઉતરે,
તે નાકને નારેથી આવે સારરે. ૪૬૪
તો મુ. ભાઇ, આ માથું, મુખ, આંખ, નાકનું નાર તે એક છે,
અને તેના જુજવા કીધા છે આકાર;
તેને નીચે એક કોઠી સીરજીઆ,
તીયાં જાય તે સરવે નારરે. ૪૬૫
તો મુ. ભાઇ, તીયાં સરવ નારનું ભેળું તે કોઠી માંએ ઉતરે,
તેના કરીઆ તે મુખ દુઆર;
આ જેટલું અન પાણી કોઠી માંએ ભેગુ થાય છે,
તેના કર્યા તે એ મુખ દુઆરરે. ૪૬૬
તો મુનીવર ભાઈ, તે માંએથી એક દુઆર કીધો મેદાનનો,
અને બીજો કરીઓ લગનીનો સાર;
આ તેને વીચે રાખી અંતરી,
તેતો એ કોઠી ભોખારેથી ચાલીઆ પરવારરે. ૪૬૭
તો મુનીવર ભાઈ, એવા નવ નાડ કાયા પીંડ માંએ સીરજીઆ,
તેના જુજવા કીધા છે આકાર;
સતગુરજી તે માંએ જો એક નાડ જો બંધ રહે,
અને તો બધાને થાય આજારરે. ૪૬૮
તો મુનીવર ભાઇ, તે બંદા ન જાણે એટલું,
જે આ દેહી પીંઢી તે કેણે કરીઆ આકાર:
આ હાથ પાંઉ બેઇ સામીજીએ સીરજીઆ,
એવો કરીઆ તે માનખા અવતારરે. ૪૬૯

તો મુ. ભાઇ, તેના માથે ફરજ સતગુરજી રાખીઆ આપણા,
આ તેનું જે રાખસે વીચાર;
તેતો તમે સતગુરજી તમારે મુખે સંભલાવજો,
અમારા વેદની વાણીનું કરી વીચારરે. ૪૭૦
તો મુનીવર ભાઇ, તે કાયાની નાડ સીરજી જેટલી,
તે સઉ સઉ માથે રાખસું ભાર;
તે માંહે જીભ સીરજી છે બંદગીને કારણે,
તે સાથે જે કોઇ બોલસે આળ પંપાળરે. ૪૭૧
તો મુનીવર ભાઈ, જે જીવ વણ અરથે જીભ ચલાવસે,
અને નરસો બોલતા ન કરસે વીચાર;
તેતો જીવં કુંભી નરગ માંએ આવશે,
સતગુરજી તેનું નહી કાંઆં બીજે ઠામે અવતારરે. ૪૭૨
તો મુ. ભાઈ, અગીઆરમા તે જીવ કુંભી નરગ માંએ આવશે,
જે સંસારમાં નારીનું હસે અવતાર;
તે માંએ જે નારી આડાઈ પોહોર પોતાના પુરખને આજારસે ઘણું,
અને મુખ માંએથા કાર નહી ઉતરે લગારરે. ૪૭૩
તો મુનાવર ભાઈ, જે નારી પોતાના પુરખસું બહુ જગડસે,
અને તેનો પોતાને મને નહી આણસે વીચાર;
આ જે એક ભરથાર તે જેણે આ સંસાર સીરજીઆ,
અને બીજો ભરથાર જે સાથે દુનીયાનો છે વેવારરે. ૪૭૪
તો મુનીવર ભાઇ, એ હક છે સરવેનો એટલો,
જે નારી નહી રાખસે દુનીઆ મીંજાર;
તે જીવને બાંધી નરગ માંએ આણસે,
સતગુરજી તેનું તે સાંભલો વીચારરે. ૪૭૫
તો મુનીવર ભાઈ, તે નારીને સરવે સંસાર ભુંડી કહે,
અને માહાદન માંએ ફીરસ્તા તેને દેસે ઘણી માર;
તેને બાંધી મારી લઇ રાખસે,
તેને ધરતીનો તે તાપ આવસે અપારરે. ૪૭૬
તો મુનીવર ભાઈ, તીયાં ત્રાંબા વરણી ધરતી થાસે,
અને સુરજને તાપે કરી તે બલસે જીવ અપાર;
આ જેવો ખુરા માંએથી લોહું કાઢીએ,
ભાઈ તેવો થાશે ધરતીનો આકારરે. ૪૭૭

તો મુનીવર ભાઈ, તીયાં નારીઉં ગુનેગાર બળસે ઘણીઉં,
અને જારે સોહોસો કરણીએ સુરજ તપસે માહાદન મીંજાર;
તીયાં ગુનેહગાર નારીઉં બહુ પુકારસે,
તેની તીયાં કોઇ નહી કરશે સંભારરે. ૪૭૮
તો મુનીવર ભાઇ, જારે તીયાં દેવ દાણવ એકઠા થાસે,
અને મીલસે તે માહાદન મીંજાર;
તારે તે નારી ગુનેહગાર ઉપર હુકમ થાશે,
જે વેળાએ નારી ગુનેહગારને બાંધી ઘણી દેસે મારરે. ૪૭૯
તો મુ. ભાઇ, તીયાં ધરતીએ પાંઉ બળે બહુ ગુનાહગારના,
અને બીજી માથે તે પડસે ઘણી માર;
તેને મારી મારી કીયામત માંએથી કાઢસે,
અને તેને લઇ જાસે તે કુંભી નરગ મીંજારરે. ૪૮૦
તો મુ. ભાઇ, તીયાં કુંભી નરગ માંએ સાપ વીછુ અતી ઘણા,
અને બીજું તીયાં તે અગન અપાર;
તેને તીયાં સાપ વીછુ બહુ કરડસે,
અને વળી દેસે દુખ આજાબ અપારરે. ૪૮૧
તો મુ. ભાઇ, ત્યાં એણે ગુનેગાર નારીએ તે બેઇ કુલ લજાવ્યા,
અને દીન દુનીયા માંએ સંકા નહી રાખી લગાર;
તેણે ગુનાહગાર નારીએ પેહલો પોતાનો પીઅર લજાવીઓ,
જેને કુલે તે લીધો હશે અવતારરે. ૪૮૨
તો મુનીવર ભાઇ, તેણે પછી સાસરાને કીધા સીરમંદા,
જેને ઘરે એ નારી હતી દુનીયા મીંજાર;
આ કુટંબ કબીલા સરવેને નીચું જોવાડીયું,
અને પછી તે લજાવીઆ મોસારરે. ૪૮૩
તો મુનીવર ભાઇ, પછી તે લજાવીઓ પોતાના પુરખને,
જેને ઘરે તે હતી અરધ્ધ અંગની નાર;
તે પોતાના પુરખનો હક જારે ભાંગીયો,
તારે ગુનેહગાર થઇ ચાલી કુંભી નરગ મીંજારરે. ૪૮૪
તો મુનીવર ભાઇ, તેણે તો પોતાનો ગુર લજાવીઓ,
આ જેનો ધરમ લીધો તેનો નહી રાખીઓ વીચાર;
આ જે ગુરે સું સું વાણી કહીને સમજાવીયું,
તેની શરમ નહી આણી લગારરે. ૪૮૫

તો મુનીવર ભાઈ, તે ઝગડતી પોતાના ભરથારસું,
અને તેતો મન માંએ કરતી બહુ અહંકાર;
તે ઘર માંએ બીજા કેને બોલવા દેતી નહી,
અને પોતાના મનનું અભીમાન નહી મુકતી લગારરે. ૪૮૬
તો મુનીવર ભાઈ, તીયાં સાસુ સસરાને સંતાપીઆ ઘણાં,
અને નણદ જેઠાણીનું માન નહી રાખીયું લગાર;
તેણે આપણા ગુરનરની લાજ આણી નહી,
તેથી એ નારી જાસે કુંભી નરગ મીંજારરે. ૪૮૭
તો મુનીવર ભાઈ, બારમા જીવ કુંભી નરગ માંહે આવસે,
જે સંસારમાં પુરખનો અવતાર;
જે જીવ ભુંઠે કામે જીવ ચલાવસે,
અને ન કરશે ગીનાનનો વીચારરે. ૪૮૮
તો મુનીવર ભાઇ, ગીનાન ન સુજે તેને દીલમાં,
અને ચાલસે કુબુધીને આચાર;
પર સ્ત્રીસું જીવ ચલાવસે,
સતગુરજી તેનો ભઠ પડીઓ અવતારરે. ૪૮૯
તો મુનીવર ભાઈ, તેણે આપણા ગુરની લાજ આણી નહી,
જેનો ધરમ લીધો માંહે સાંસાર;
તેને પરબોધ કેવો લાગસે,
સતગુરજી જે ગાફલ થઇ બેસસે ગેમારરે. ૪૯૦
તો મુનીવર ભાઈ, તેના ઉતમ ધરમ સરવે જાસે,
જે જીવ કરશે પરનારીસું વેવાર;
તેણે કુલ પોતાનો લજાવીઓ,
જેન ઘરે લીધો અવતારરે. ૪૯૧
તો મુનીવર ભાઇ, તેણે લાજ ગમાવી સોંસારમાં,
જે ચાલસે અધરમે આચાર;
તેને જારે માહાદન મંડાવસું,
સતગુરજી તારે દેસું ઘણ કેરી મારરે. ૪૯૨
તો મુનીવર ભાઈ, તેને મારતા મારતા માહાદન જાસે,
તે જીવ કરસે બોહોત પુકાર;
લોઢાની ધગ ધગતી એસત્રી કરી,
અને બથ દેવરાવસું સારરે. ૪૯૩

તો મુનીવર ભાઇ, દોઝક માંહે તેને નાંખસું,
તીઆં સાપ વીછુ કરડસે અપાર;
તે બીજે ઠામે કીયાંએ જાસે નહી,
સતગુરજી તે જીવ આવસે કુંભી નરગ મીંજારરે. ૪૯૪
તો મુનીવર ભાઈ, તેરમા તે જીવ કુંભી નરગ માંએ આવશે,
જે શરાબ પીસે દુનીયા મીંજાર;
તે મુખમાંથી કુફાર બોલસે,
સતગુરજી તે જીવ આવશે કુંભી નરગ મીંજારરે. ૪૯૫
તો મુનીવર ભાઇ, તે પર સ્ત્રીસું ભુંડી નજરે દેખસે,
અને ન કરસે ગીનાનનું વીચાર;
એવે અધરમે જે જીવ ચાલસે,
સગાં કુટુંબની લાજ ન આણસે લગારરે. ૪૯૬
તો મુનીવર ભાઈ, તેણે માત પીતાને લજાવીઆ,
અને લજાવીઆ કુટંબ પરીવાર;
તેણે કરી કુંભી નરગ માંહે આવસે,
સતગુરજી તેનો આપણા સાથે નહી વેવારરે. ૪૯૭
તો મુનીવર ભાઈ, તમે પરબોધ કરજો સતગુરજી સોંસારને,
અને હરફ હરફનું કરી વીસતાર;
એમ કરતાં જે જીવ ભુલસે,
સતગુરજી તેનો આપણાં માથે નહી ભારરે. ૪૯૮
તો મુનીવર ભાઇ, જે જાણતા વીકરમ કરસે ઘણા.
અને મનમાંહે આણસે અહંકાર;
તેને માથે માહાદન મંડાવસું,
અને લેખું લેસું નીરધારરે. ૪૯૯
તો મુનીવર ભાઈ, તેનાં દાંત બાહેર નીકલીઆ હશે,
ને આંખીઉં લોહાનીઉં ધગધગતીઉં સાર;
તેના મુખમાંથી લાર પડસે,
તેની દુરગંધ આવસે અપારરે. ૫૦૦
તો મુ. ભાઈ, તેની દુરગંધે ફીરસતા તોબા તોબા પુકારસે,
અને સાહેબ આગલ કરશે ફીરીઆદ અપાર;
જે એવા બંદા અમથી અલગા રાખજો,
સામીજી તમે સીરજણહારરે. ૫૦૧

તો મુનીવર ભાઈ, જે જીવ એવે આચારે ચાલસે;
આપણા વચન પર ન આણસે ઇતબાર;
તેતો બીજે ઠામે કીયાંએ જાસે નહી,
સતગુરજી તેતો આવસે કુંભી નરગ મીંજારરે. ૫૦૨
તો મુનીવર ભાઈ, ચઉદમા તે જીવ કુંભી નરગ માંહે આવસે.
જે દુનીયામાં કરસે અખાજ વીયાજનું આહાર;
વીઆજ સવાયું જે કરે,
સતગુરજી તે જીવ આવસે કુંભી નરગ મીંજારરે. ૫૦૩
તો મુ. ભાઈ, આપણે એલમ માંહે સંભલાવીયું સંસારને,
ચાર વેદ ચાર કીતાબજ સાર;
જે મોમન જીવને હરામ છે,
સતગુરજી અખાજ વીઆજનું આહારરે. ૫૦૪
તો મુનીવર ભાઈ, મોમન થઇને જે જીવ વીઆજ ખાસે,
તેને ધરમ ન સુજે લગાર;
રહેમ ન આવે તેને રીદે,
સતગુરજી અંતે આવસે કુંભી નરગ મીંજારરે. ૫૦૫
તો મુનીવર ભાઈ, સેસ્ત્ર પચાસનો એક દીન થાસે,
તારે લેખો લેસું નીરધાર;
તારે તે જીવ ઘણું પસતાસે,
સતગુરજી તેનું તે સાંભલો વીચારરે. ૫૦૬
તો મુનીવર ભાઈ, તેથી દાઢી મોઢું દીવા પેરે લગાડી હસે,
અને તે તોબા તોબા કરસે પુકાર;
તેને તીયાં કોણ છોડાવસે,
સતગુરજી જે દુનીયા માંહે થાસે ગેમારરે. ૫૦૭
તો મુનીવર ભાઈ, એલમ વીચારી જે જીવ નહી ચાલસે,
અને કરસે વીઆજનું આહાર;
તેને આપણે કેમ મેલીએ સતગુરજી,
તે પણ આવસે કુંભી નરગ મીંજારરે. ૫૦૮
તો મુનીવર ભાઈ, પનરમા તે જીવ કુંભી નરગ માંહે આવશે,
જે પારકી થાપણ ખાસે દુનીયા મીંજાર;
તે પારકો હક પોતાનો કરશે,
સતગુરજી તે માટે આવશે કુંભી નરગ મીંજારરે. ૫૦૯

તો મુનીવર ભાઇ, તે જીવે પારકો હક ભાંગી કરી,
અને મુકર થયા ગેમાર;
મનમાં જાણસે જે અમે સઉને ધુતીએ છીએ,
સતગુરજી તે જીવને પડસે જંજાળરે. ૫૧૦
તો મુનીવર ભાઈ, લેખો લેસું માહાદનમાં,
એ સતગુરજી તમને બેસાડી હજુર;
તે પારકા હકને કારણે,
સતગુરજી તે આપણથી રહેસે દુરરે. ૫૧૧
તો મુનીવર ભાઇ, અમારે તો કોઈને હક ભાંગવો નથી,
સતગુરજી તે સહી જાણો નીરધાર;
તેનો માંસ સાણસીએ તોડાવસું,
સતગુરજી તારે તે જીવ કરસે પુકારરે. ૫૧૨
તો મુનીવર ભાઇ. તે જીવની જીભ બાહેર કઢાવસું,
જે પારકો હક મીઠો કરી ખાએ ગેમાર;
આપણે સરવે જીવ તે સરખા સીરજીઆ,
સતગુરજી તેનું ગાફલ ન આણસે વીચારરે. ૫૧૩
તો મુનીવર ભાઇ, તે જીવે આપણને ઓલખીઆ નહી,
અને મનમાંએ ન આણીઓ એ વીચાર:
જે બીજાને હાણુ કેમ કીજીએ,
આપણને કરે તો કેવું લાગે સારરે. ૫૧૪
તો મુનાવર ભાઇ, હાણુ વીરોધ કોઇને ન કીજીએ,
સઉનો સામી છે સીરજણહાર;
તેણે અમારો તમારો વચન માનીઓ નહી,
સતગુરજી તે કારણે આવસે કુંભી નરગ મીંજારરે. ૫૧૫
તો મુ. ભાઇ, સોલમા તે જીવ કુંભી નરગ માંએ આવસે,
જેણે ઉમાણુ ખાધી સાર,
જે દસોંદ દેતાં આળસ કરસે,
સતગુરજી તે જીવ આવશે કુંભી નરગ મીંજારરે. ૫૧૬
તો મુનીવર ભાઇ, દસોંદ ખંડત જે જીવ કરસે,
અને ગત માંહે જાતાં આળસ કરે અપાર;
વખત વેળાએ તે નહી આવસે,
અને દુનીયા માંહે ભુલસે ગેમારરે. ૫૧૭

તો મુનીવર ભાઇ, તે ગાફલ રીદહ નહી ચેતસે,
અને ગીનાન ઉપર નહી ઇતબાર;
એવા જીવને પરબોધ કેવો લાગસે,
સતગુરજી જે અતરે એટો નીરધારરે. ૫૧૮
તો મુનીવર ભાઇ, દસોંદ દાન સુપાત્રે દીજીએ,
જેણેથી જીવનો થાએ ઉધાર;
તે ગુરગત હજુર આલસે સતસું,
સતગુરજી તે ઉતરસે પેલે પારરે. ૫૧૯
તો મુનીવર ભાઈ, ગુર ગતમાંહે નીતો નીત જાઇ મીલે,
અને કરે શુકરીત અપાર;
હુક કમાઈ કરી જે દસોંદ આલસે,
સતગુરજી તે જીવ પામસે મોખ મુગત દીદારરે. ૫૨૦
તો મુનીવર ભાઇ, અમરાપુરી તે જીવ પામસે,
અને તેના સુખનો અંત ન પાર;
હુરાઉ પચાસ તે જીવ માણસે,
સતગુરજી જે જીવ આલસે દસોંદનો આહારરે. ૫૨૧
તો મુનીવર ભાઇ, દસોંદ વીના ન છુટસો મુનીવરો,
એમ સતગુર કહે પુકાર;
આદ ઓણાદથી એ દસાંદ ચાલીઆ,
ચાર કલપ ને ચાર જુગજ સારરે. ૫૨૨
તો મુનીવર ભાઇ, સોંસાર સામીજીએ સીરજીઆ,
તે સેવા કારણે સાર;
પણ ગાફલ રીદ નહી ચેતસે,
સતગુરજી તે જાસે દોજક મીંજારરે. ૫૨૩
તો મુનીવર ભાઈ, દોજક છે અતી દોહેલો,
અને તીયાં દુખનો અંત ન પાર;
તીયાં સાપ વીછી છે અતી ઘણાં,
સતગુરજી તે કહીએ ઉંદુને આકારરે. ૫૨૪
તો મુનીવર ભાઇ, સાપ વીછુ તેને કરડસે,
તીયાં તે જીવ ઘણું કરસે પુકાર,
તેની પુકાર કોઈ નહી સાંભળે,
એમ બોલીઆ સામી સીરજણહારરે. ૫૨૫

તો મુનીવર ભાઇ, સીરજણહાર એમ બોલીઆ,
સતગુરજી તમે સાંભલો વીચાર;
આ પુરવના પુને કરી તે જીવ પામીઆ,
સતગુરજી આ સતપંથ માંહે અવતારરે. ૫૨૬
તો મુનીવર ભાઈ, એવો સતપંથ તે જીવ મેલસે,
જે ગાફલ થઈ બેસસે દુનીયા મીંજાર;
ચાર જુગ માંહે તો ભુલી આવીઆ,
સતગુરજી તે અંતે જાસે કુંભી નરગ માઝારરે. ૫૨૭
તો મુનીવર ભાઈ, અમે તમને સેસ્ત્ર ગુર કરી સીરજીઆ,
તેનું ગાફલ દુનીયા ન કરસે વીચાર;
આપણા માથેથી ભાર ઉતારજો,
સતગુરજી પછી પોતે જાણુ ગેમારરે. ૫૨૮
તો મુનીવર ભાઇ, સતરમા તે જીવ કુંભી નરગ માંહે આવસે,
જે જીવ અભેમાન કરસે અપાર;
પોતાને સઉથી મોટો જાણસે,
સતગુરજી તે જીવ આવસે કુંભી નરગ મીંજારરે. ૫૨૯
તો મુ. ભાઇ, તે મનમાંહે જાણસે જે અમ સરખો કોઇ નહી,
અમથી હીણા સરવે સેંસાર;
અહંકાર તો બંદાને છાજે નહી,
સતગુરજી તેણુ તે જીવ આવસે કુંભી નરગ મીંજારરે. ૫૩૦
તો મુનીવર ભાઈ, જે સામીની સેવાથી ચુકશે,
ઞાને મન માંહે આણસે અહંકાર;
જારે રોજ કીઆમત દાડો આવશે,
સતગુરજી તારે લેખું લેસું નીરધારરે. ૫૩૧
તો મુનીવર ભાઈ, જારે સવા નેજે સુરજ આવશે,
તે દીન સેસ્ત્ર પચાસ મીંજાર;
ત્રાંબા વરણી ધરતી તપાવસું,
તીયાં તે જીવ બલસે અપારરે. ૫૩૨
તો મુનીવર ભાઇ, તેને માર દેવરાવસું માહાદનમાં,
તીયાં પુછાસે નરને નાર;
તે જીવ અહંકાર ને કારણે,
સતગુરજી તે જીવ આવસે કુંભી નરગ મીંજારરે. ૫૩૩

તો મુનીવર ભાઈ, અઢારમા તે જીવ કુંભી નરગ માંહે આવશે,
જે જોરાવરી કરસે દુનીયા મીંજાર;
તે સઉને આવે દબાવતો,
સતગુરજી તે જીવ આવશે કુંભી નરગ મીંજારરે. ૫૩૪
તો મુનીવર ભાઇ, જે જીવ ગરીબનો માલ જોરાવરીએ લુટશે,
અને દગલ બાજી કરીને સાર.
તે પારકો હક પોતાનો કરી રાખશે,
સતગુરજી તે જીવ આવસે કુંભી નરગ મીંજારરે. ૫૩૫
તો મુનીવર ભાઈ, જારે માહાદનની વેળા આવશે,
તારે તે જીવને થાસે દુખ અપાર;
તેના પેટ વધીને કોઠી જેવડા થાશે,
અને ઘસડસે ભોંય મીંજારરે. ૫૩૬
તો મુનીવર ભાઇ, તેના પેટમાં સાપ વીછુ ભર્યા હશે,
તેની પીડાએ તે જીવ કરસે પુકાર;
એવી રોજી જારે પેટમાં જાશે,
તેથી ગીનાનનો ન આણસે વીચારરે. ૫૩૭
તો મુનીવર ભાઇ, તે ગાફલ ગીનાન વીચારી નહી ચાલશે,
અને ચાલસે અધરમેં આચાર;
તેને આપણે કેમ મેલીએ,
સતગુરજી તે પણ આવશે કુંભી નરગ મીંજારરે. ૫૩૮
તો મુ. ભાઇ, ઓગણીસમા તે જીવ કુંભી નરગ માંહે આવશે,
જે પાડોસીને રંજાડસે નીરધાર;
તે જીવ તીયાં ઘણું પસતાસે,
સતગુરજી તે જીવ આવસે કુંભી નરગ મીંજારરે. ૫૩૯
તો મુનીવર ભાઈ, તે જીવના હાથ પગ તીયાં વાઢસે,
અને તોબા તોબાની કરસે પુકાર;
તે હાથ પગની પીડાએ કરી,
અને દુખ ભોગવશે અપારરે. ૫૪૦
તો મુનીવર ભાઈ, વળી જે જીવ સગાં સાવગાને રંજાડસે,
અને માત પીતાને દુખ દેશે સાર;
અને કોઇને કુડી કલંક ચડાવસે,
તે જીવ આવશે કુંભી નરગ દુઆરરે. ૫૪૧

તો મુનીવર ભાઇ, માત પીતાનું હક જે પારે નહી,
અને સેવા ન કરશે સાર;
તેના ધરમ નીઅમનું ફળ થાશે નહી,
સતગુરજી જે જીવ ચાલશે એવે આચારરે. ૫૪૨
તો મુનીવર ભાઈ, તે જીવે ક્રીઆ ધરમ સરવે પારીઆ હશે,
અને તપ તીરથ વીરત કીવા સાર,
તેનું દાન પુન સરવે એરે જાશે,
સતગુરજી અંતે આવશે કુંભી નરગ મીંજારરે. ૫૪૩
તો મુ. ભાઈ, વીસમા તે જીવ સાતમા સરગ માંહે આવશે,
જે જીવ ફરમાન માનસે આપણા સાર;
હેક મને ગુરનરને સીરેવસે,
સતગુરજી તે જીવ આવશે સાતમા સરગ મીંજારરે. ૫૪૪
તો મુનીવર ભાઇ, આપણા સતપંથ માંહે સુધો થઈ ચાલશે,
અને દસોંદ આલસે પુરે વેવાર;
મા બાપની પીરતમા પારસે,
કેની નીંદા ન કરશે લગારરે. ૫૪૫
તો મુનીવર ભાઇ, પારકી સ્ત્રી મા બેન કરી જાણશે,
અને હરામથી રહેસે દુર;
ગીનાન સાસ્ત્રે સુધો ચાલશે,
સતગુરજી તે જીવ આવશે આપણે હજુરરે. ૫૪૬
તો મુનીવર ભાઈ, એવા જીવ તીયાં અતી સુખ માણસે,
તે અમરાપુરી મીંજાર;
સોનાનાં ઢાલીઆ તેને આપસું,
સતગુરજી તે મોમનનો ધન અવતારરે. ૫૪૭
તો મુનીવર ભાઇ, તેને ફીરસતા ચામર ઢરાવસે,
અને તે બુરાક પર થાશે અસવાર;
પાંચસો મલાએક તેની હજુરમાં,
તે ખીજમત કરશે અપારરે. ૫૪૮
તો મુનીવર ભાઇ, હીરા માણકની વીંટી તેના હાથમાં,
તેનું તેજ ચંદ્રમા સરખું નીરધાર;
હુરાઉં પચાસ તે જીવ માણુસે,
અને પુત્ર પાંચસો સારરે. ૫૪૯

તો મુનીવર ભાઈ, તીયાં મન વાચા ફળ પામશે,
સતગુરજી તે જીવ. પામશે આપણે દુઆર;
જે જીવની જેવી કમાઈ હશે,
સતગુરજી તે જીવ તેવું પામસે નીરધારરે. ૫૫૦
તો મુનીવર ભાઇ, જે જીવ દુનીયા માંએ કસણી કરે,
અને રહે અપણા ફરમાન મીંજાર;
તેને તીયાં અતી સુખ આલસું,
સતગુરજી જે જીવ આવશે સાતમા સરગ મીંજારરે. ૫૫૧
તો મુનીવર ભાઈ, એવા સતગુર પીર સદરદીન ભાખીઆ,
એલમનું મોમન ચીતવેણી નામ;
તે એક મન એક ચીતે જે જીવ પારસે;
સતગુરજી તે જીવ પામસે અમર ઠામરે. ૫૫૨

સમાપ્ત.